O. T.



The Kin[illegible]om of heaven is within you.

# શ્રી તત્વ સંગ્રહ.


સંશોધક,

ઘેલાભાઈ મગનલાલ શાહ.

સીરીઝ નં. ૩.

॥ ॐ શ્રી વીતરાગાય નમઃ ॥

# શ્રી તત્ત્વ સંગ્રહ.


સંશોધક તથા પ્રકાશક,

**ઘેલાભાઇ પ્રાણલાલ શાહ.**

કલોલ.



આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૩. સને ૧૯૨૭.

શ્રી વીર-શાસન પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ રતિલાલ કેશવલાલે છાપ્યું. હાજાપટેલની પોળ—અમદાવાદ.

કીંમત ૦-૫-૩


પા૨

# અર્પણ પત્રિકા.

આ લોક સમુહમાં ઉર્દ્ધ, અધો અને તિર્યક દિશામા
એલ રત્નોને કે જે દેશ યા સર્વાંશે રાગદ્વેષથી મુક્ત
છે યા થવાના છે. સાકાર કે નિરાકાર, જ્ઞાની કે
ધ્યાની, શ્વેતપીત અંબર સહિત વા રહિત
આર્ય કે અનાર્ય ભૂમિમાં વાસ
કરેલ આત્માઓને સાદર
સમર્પણ હો.

સમુદ્રમાંથી
સરીતાનો જન્મ અને
સરીતાનું સમુદ્રમાં ઓતપ્રોત
થવું, તદ્દવત્ આ તત્વસંગ્રહ વાટિકાનાં
પુષ્પો તેવાજ આદર્શ પુરૂષોની અમીદ્રષ્ટિને
આભારી હોઈ તેમનેજ સમર્પી ઋણથી મૂક્ત થવા
યત્ કિંચિત પ્રયત્ન છે તે સફળ થાઓ.

પ્રાણી માત્રનો.
ધે. પ્રા.

# પ્રસ્તાવના.

શ્રી તત્વ સંગ્રહની પ્રથમ આવૃત્તિ બ્હાર પાડયા પછી અલ્પ સમયમાં એક હજાર નકલો ખલાસ થઇ ગઇ. તદુપરાંત તેની વિશેષ માગણીઓ આવવાથી પ્રથમ આવૃત્તિમાં થયેલ ભૂલોને સુધારી તેમજ તદ્દન નવું ચમત્કૃતિત લખાણ શોધિત વર્ધિત કરી નવીન સ્વરૂપમાં સમાજ સમક્ષ દ્વિતીય આવૃત્તિ રૂપે બહાર પડે છે.

વર્તમાનના યાંત્રિક જમાનામાં મનુષ્યો અનેકવિધ પ્રવૃત્તિઓમાં ગુંથાઇ ગયા છે. વ્યવસાયો એટલા વિપૂલ પ્રમાણમાં થઇ ગયા છે કે મનુષ્યો ભાગ્યેજ નિરાંતનો સમય મેળવી શકે છે, જેથી વ્યાખ્યાનાદિ આવશ્યક સૂત્ર શ્રવણથી સમાજનો મોટો ભાગ વંચિત રહે છે. વળી જડવાદના જંમાનામાં વૃત્તિઓ પણ જડ થતી જાય છે. જડવાદી જમાનો દિવસે દિવસે એટલી પ્રગતિ કરતો જાય છે કે તેનું માપ તે વિષયના જ્ઞાતા જ માપી શકે. પાશ્ચિમાત્ય સંસ્કૃતિ પ્રતિદિન આપણા વ્યવહારમાં એટલી ઓતપ્રોત થતી જાય છે અને તેથીજ આપણાં ધ્યેયો એટલી સીમાપર્યંત બદલાતાં જાય છે કે જેના પરિણામે " આપણે આત્માના ગૌરવને ભૂલીયે છીએ." આત્માનું સ્વરૂપ ભૂલી દેહનું સ્વરૂપ પકડતા થઇએ છીએ. વસ્તુત: આવી પરિસ્થીતિ સર્વત્ર વ્યાપક છે. આવી પરિસ્થીતિને પલ્ટો આપવાની ખાતર આધ્યાત્મિક જ્ઞાનની

ખાસ આવશ્યકતા છે. સમયના અભાવે મનુષ્યો મુનિ–પરીચય કરી શકતા નથી તો મુનિ–શ્રવણનો લાભ ક્યાંથી લેઈ શકે ? તેથીજ આધ્યાત્મિક જ્ઞાન પુસ્તકારૂઢ કરવું, તેનો ચોતરફ ફેલાવો કરવો જેથી ભવ્યાત્માઓ વાંચી પાપથી પાછા હઠે, આત્મ સ્વરૂપ સમજે, અને જો આધ્યાત્મિક જ્ઞાન બરાબર પચાવી લ્યે તો જડવાદનો જમાનો હોવા છતાં ચૈતન્ય–રમણતામાં અષ્ટ પ્હોર રહે, અને બીજાઓને ઉપદેશી સન્માર્ગે વાળે.

આ પુસ્તકમાં મુખ્ય ચાર વિભાગો પાડયા છે કે જે વિભાગો વિષય સૂચીમાં નિર્દેષ કર્યા છે. અને તેના પેટા વિષયો, શરૂ થતા વિભાગના મુખપૃષ્ટ ઉપર ક્રમસર ટાંકેલા છે. ચાર વિભાગો પૈકીનો પ્રથમ સ્ફુરણ વિભાગ આખો, વર્તમાન પ્રવર્તીત શ્રીમાન્ દોલતરૂષીજી મહારાજ સાહેબના શિષ્ય બાલબ્રહ્મચારી શ્રીમાન મોહનરૂષીજી મહારાજ સાહેબનાં માત્ર એક વર્ષના સંયમના અનૂભવનાં છે તેમાં 'ચોરનો થોડો ભાગ કાષ્ટમાં' તે વિષયથી આગળ વધી 'ભેદ ભાવના' સુધીનાં સ્ફુરણો મુનિશ્રીને રાત્રિ સમયનાં સ્ફુરેલાં છે. જે તે પૂજ્યની નોટમાંથી ઉતારો કરવા ભાગ્યશાલી બન્યો છું. મુનિશ્રીએ પ્રભુ ફરમાવેલ 'ચારિત્ર' ને કેવા સુંદર રૂપમાં વર્ણવ્યું છે. અને તે ચારિત્રમાં રહ્યા પોતાના આત્માને કેવી એકાંત શિક્ષા આપે છે તેનું ઉંડાણ તત્વજ્ઞ પુરૂષોજ માપી શકે. મુનિશ્રીએ પોતાના આત્માને

કેટલી ઉન્નત સ્થીતિમાં આણ્યો છે અને પોતે ધારણ કરેલ સ્થીતિમાં કેટલા **મસ્ત** છે, ' અને તે સ્થીતિથી પોતાને કેવા ભાગ્યશાલી માને છે, તેની સ્પષ્ટ પ્રતિભા તેઓશ્રીનાં સ્ફુરણો (અધ્યાત્મિક વાકયો) માંથી તરી આવે છે. મુનિ જીવનનાં સ્ફુરણો હોવા છતાં શ્રાવક જીવનને પણ એક સરખાં ઉપયોગી છે. શ્રાવક મહાશયે મુનિ, સંયમ દીક્ષાના સ્થાને પોતાના જીવનની કલ્પના કરીને વાંચવાથી જ્ઞાનરસનો પ્રવાહ ઓર વહેશે. છતાંય કોઈ વિષય ન સમજાય તો ગુરૂગમથી સમજવા નમ્ર વિનંતી છે.

બીજો શાસ્ત્ર વિભાગ છે. જેની અંદર શાસ્ત્રના છુટા છુટા પણ અંત્યત ઉપયોગી બોલનો સમાવેશ કર્યો છે. સૂત્ર શ્રવણથી જે ભાગ વંચિત રહે છે તે ભાગને આ વિષય અત્યંત રૂચીકર થઈ પડશે.

ત્રીજો કાવ્ય વિભાગ છે. જેમાંનાં કેટલાક શ્રીયુત ધીરજલાલ કે. તુરખીઆ. (તંત્રી 'જાગૃતિ' મુંબઇ)નાં છે તેમજ કેટલાંક કાવ્યો શ્રીમાન સુખલાલ જીવરાજ શાહ બી. એ. નાં સ્વકૃત અને અનુવાદિત કરેલાં છે જેમની કૃતનાં કાવ્યો જૈન સમાજમાં અતિપ્રીય થઈ પડયાં છે. બીજાં બા૦ શ્રીમાન્ મોહનરૂષીજી મહારાજ સાહેબનાં, બા૦ શ્રીમાન્ હર્ષચંદ્રજી મહારાજ સાહેબ (દ૦ સંપ્રદાય) નાં અને અન્ય વિદ્વાનોનાં લખેલાં પણ છે.

ચોથો પરચુરણ વિભાગ છે. જેમાં ઉત્તમ વાકયો, મુદ્રા લેખોની હારમાળા અને અણુજાણ્યા કેટલાક વિષયો; મુનિઓના સંગ્રહમાંથી ઉતારીને લખેલા છે.

રા. ધીરજલાલ કે. તુરખીઆએ તથા રા. સુખલાલ જીવરાજ શાહે પોતાનાં રચિત અને અનુવાદિત કાવ્યો આ પુસ્તકમાં લેવા માટે જે પરવાનગી આપેલી છે તે બદલ તેઓશ્રીનો હું અત્યંત આભારી છું.

ઉપરાંત શ્રી રત્નાકર પચીસીના પ્રયોજકનો અને બીજા વિદ્વાનોની જે જે કૃત્તિઓ આ પુસ્તકમાં લીધી છે તેમનો પણ આભારી છું.

આ પુસ્તકમાં સંગ્રહ કરેલ કેટલાક લેખોને 'શ્રી વીર-શાસન', 'જૈન પ્રકાશ' 'આત્માનંદ સભા' વિગેરે સાપ્તાહિક અને માસિકના સંચાલકોએ પોતપોતાના પેપરોમાં મુદ્રિત કરી મ્હારા ઉત્સાહને વધાર્યો છે જે બદલ તેમને ધન્ય-વાદ ઘટે છે.

પડતર કિંમત રાખવા છતાં પ્રથમ આવૃત્તિ ખપાવ-વામાં પ્રકાશકને કેટલાક કડવા અનુભવ મળ્યા હતા. મ્હને તે સ્થીતિ પ્રાપ્ત ન થાઓ

પ્રથમ આવૃત્તિ કરતાં દ્વિતીય આવૃત્તિનું કદ લગભગ અઢી ઘણું થઇ જવાથી તેમજ બાઇન્ડીંગ પણ સારૂં કરાવ-વાથી કીંમતમાં લાચારીથી વધારો કરવો પડયો છે.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે તે ઉક્તિવત્ પ્રસ્તુત પુસ્તકમાં મ્હારી અજ્ઞતાને લીધે ભૂલો થવા પામી હશે, તો વાંચક વર્ગ સાર તારવી કાઢી, અર્થનું દોહન કરી પુસ્તકને અપનાવશે તો મ્હારા અલ્પ પ્રયાસને સાર્થક લેખીશ. જે જે મહાનુભાવો ભૂલોનું સ્પષ્ટિકરણ કરી મોકલશે તઓનો હું આભારી થઇશ, અને કદાચ નજીકના ભવિષ્યમાં તૃત્તિય

આવૃત્તિ કઢાવવાનો પ્રસંગ ઉપલબ્ધ થશે તો તે ભુલોનાં સુધારાને અવશ્ય સ્થાન આપવામાં આવશે.

આ પુસ્તક પરત્વે મ્હારા મીત્ર રા. **રતીલાલ હ. શાહે** તથા સ્નેહી **રા. વાડીલાલ કાકુભાઈ સંઘવીએ** જે પરિશ્રમ લીધો છે તેની નોંધ લેતાં મ્હને હર્ષ થાય છે.

પ્રુફ સુધારવામાં અત્યંત કાળજી રાખવામાં આવી છે છતાં પ્રમાદથી ભૂલ રહી હોય, તો સુધારીને વાંચવા નમ્ર વિનંતિ છે.

અંતમાં પ્રભુવીરના અનુયાયીઓ વર્તમાન સમયમાં વિભક્ત થઈ સ્વ કર્તવ્યથી પરાંગમુખ થઈ ગયા છે. તે સઘળા **વીર પુત્રો** એક સાચા જૈન તરિકે બ્હાર પડી '**અહિંસા પરમો ધર્મઃ**'ના પવિત્ર ઝુંડા નિચે એકત્રિત થઈ સંગીન કાર્યો કરે, સ્વ અને પરનું કલ્યાણ કરવાની પવિત્ર ભાવનાઓ જીવનમાં (વર્તનમાં) ઉતારે અને સમાજમાં જે કેટલીક બાહ્ય આડંબર ઘુસ્યો છે તેનો નાશ કરી પોતાનાં જીવન આયનાવત્ સ્વચ્છ કરે, બ્હારના જેવીજ અંદરની વૃત્તિઓ રાખે; તેવી શુભેચ્છા ઇચ્છી પ્રસ્તાવવાની ભૂમિકાથી વિરામ પામીશ.

જે કુદરતની નિયંત્રણાનુસાર આ પુસ્તક સમાજમાં ફેલાવવા પ્રેરાયો છું તદ્વત્ પ્રતિસમયે અને ગમે તેવા સંયોગોમાં પણ પુનઃ પુનઃ પુસ્તકો પ્રકાશીત કરવા પ્રેરાઉં તેજ ભાવના.

**सुज्ञेषु किं बहुना.**

કલોલ<br>
વિજયા દશમી ૧૯૮૩<br>
તા૦ ૫ ૧૦–૨૦

બેલાભાઈ પ્રાણલાલ શાહ.

# સ્ફુરણ વિભાગ.

॥ શ્રી વીતરાગાય નમઃ ॥

# શ્રી તત્વ સંગ્રહ.

## મંગળાચરણ.

( શાર્દૂલવિક્રિડિત. )

अर्हन्तो भगवंत इंद्र महीता, सीद्धाश्च सिद्धि स्थिता,
आचार्या जिन सासनोन्तिकरा, पूज्या उपाध्यायका;
श्री सिद्धांत सुपाठका मुनीवरा, रत्नत्रयाराधका;
पंचैते परमेष्टिनं प्रतिदिनं, कुर्वन्तु वो मंगलं.

मंगलं भगवान वीरो, मंगलं गौतम प्रभु;
मंगलं स्थुली भद्राद्या, जैनो धर्मोस्तु मंगलम्.

## પ્રારંભ.

### ઉપકારક ગુરૂશ્રીને

( શાર્દૂલવિક્રિડિત. )

વંદુ હે ગુરૂ આપ મુનિને, સત્કારૂં હું સર્વદા,
દીન દીન સેવા કરૂં તદ્દપિ, ન્યુનતા ન આવો કદા. ૧
આપે જે પ્રકાસ્યાં દિવ્ય સ્ફુરણો, આક્ષેપ ના કો પરે,
તેને મુકું સમાજના ચરણુમાં, મૂજ ધન્ય દિવસ અરે. ૨
બાલ 'બ્રહ્મચારી' ત્યાગ મૂર્તિ, સરિતા વહાવો જ્ઞાનની,
તારો દગ્ધ થએલ મૂજવત્ પ્રાણીને, પ્રાર્થું હું દિનવાણીથી. ૩

## સ્ફુરણા !

હે આત્મન્ ! બાહ્ય વસ્તુપરથી મમત્વભાવ પર માની ત્યાગ, સ્વસ્વરૂપને પીછાની અનંતાકાલે આ ચારિત્ર અવસ્થા પ્રાપ્ત થઈ છે તે અવસ્થાને યથાતથ્યરૂપમાં આલેખ. અનંતા ભવો વહી ગયા, અરે ! આ પણ જતો રહેશે તો તારા હાથમાં શું રહેશે ? પરપુદ્ગલ સાથે અનંતી વખત પરીચય કર્યો, પરિણામે ત્યાગ તો તે તરફ ધિક ! ધિક !!

જાગે છે તો દિવસ છે, લે તો લુંટાય છે, સેવે તો થાય છે, વૈતરણી યા શિવરમણી બન્ને તારા પોતાના કર કમલમાં દાસી તરીકે અહોનિશ સેવા કરી રહી છે. બન્નેની વચમાં રહીને ત્હારે નિરાબાધ શિવરમણીને વરવાની છે. આ અવસર ખાલી ન જાય તે માટે હંમેશાં પ્રયાસી બન.

હજારની આશા રાખીશ તો દશ મળશે. યથાખ્યાત માટે પ્રયત્ન કરીશ તો સમ્યક્ત્વ મળશે, જીનકલ્પની આશા રાખીશ તો સ્થિવરતા સાચવી શકીશ. ચૌદમા ગુણ સ્થાનકની આશા રાખીશ તો ૪ થું મળશે, માટે મોટી મોટી આશા રાખ. કાંઈને કાંઈ અવશ્ય મળશે.

અમૃતરસથી ભરેલા કટોરાને હસ્તમાં લેઇ ચાલનારની માફક ઈરીયાસમિતિ શોધતો ચાલ. કટોરાવાળાની જેમ ત્હારી દષ્ટિ અન્ય સ્થળે જવી ન જોઈએ, જશે તો તું

કંગાલ બનીશ. રસ્તામાં તમામ સ્થળે કાંટા પડેલા છે, તે તારા પગમાં વાગે નહિ, તેનો ઉપયોગ રાખ અને અનંતા દુઃખદાયી વિકલેંદ્રિયાદિ કાંટાથી ત્હારૂં રક્ષણ કર.

સજ્ઝાય વખતે દેવ ડગાવવા આવેલ છે તેમ સ્થિર ચિત્ત રાખી આત્મકાર્ય સાધતો આગળ વધ. શયન સમયે આસપાસ ખીલાની વાડ છે તેથી પાસુ ફેરવતી વખતે તને પીડા ન કરે તે આશયે યત્નાથી તપાસીને, પ્રતિલેહીને પાસું ફેરવ.

તું ઇંદ્રનો પુજનીક છે. ત્હારે મહારાજાએ મહાન સભામાં શબ્દોચ્ચાર પૂર્ણ વિચાર કરીને કરવાનો છે, માટે પ્રિયકારી, સત્ય હિતવાદી, સમભાવ દશાવાળો શબ્દોચ્ચાર કરવો.

ગોચરી સમયે રખે તું વિષયાંધ બની ભગવાનના માર્ગને વિસ્મૃત કરી ૪૨—૯૬ દોષને વિસરી જઈ ત્હારા આત્મ ધર્મમાંથી ચ્યુત થાય માટે સાવધ રહે.

ડુંગર પરથી આંખ મીંચીને ચાલનાર મનુષ્ય પડી જવાથી જેટલો પશ્ચાત્તાપ કરે છે તે કરતાં અનંત પશ્ચાત્તાપ આત્મ ધર્મથી પતન કરનારને કરવો પડે છે, અને તે પશ્ચાત્તાપ એક ભવ માટે નહિ પરંતુ અનંત ભવ માટે કરવાનો છે.

પ્રતિકુળ સંજોગોને અનુકૂળ અને અનુકુળ સંજોગોને પ્રતિકુળ માનવા તેજ સત્ય વીતરાગી ભાવની નીશાની છે. ક્રોડોનો કરજદાર જન્મ કંગાલ પોતાનું કર્જ ચુકાવવા પ્રયત્ન કરવા છતાં

નિષ્ફળ થાય છે, કિન્તુ રાજા તેનું દેવું ચુકાવવા ભંડારમાંથી લેવાય તેટલું દ્રવ્ય લેવાનું કહે છતાં પ્રમાદથી ન લે તો તેના જેવો બીજો હિણભાગી કોણ ? પરંતુ તે હિણભાગી કરતાં અનંત હિણભાગી કે જે આત્માઓ "અનંત જીવોનું કરજ" કરેલ છે તે ચૂકાવવા આ મનુષ્યદેહ મળેલો છે છતાં પ્રમાદ કરી રહ્યા છે.

પરિસહ મુલાકાતે આવે ત્યારે સહર્ષે તેની ઇચ્છા પુરી પાડ. તેનાથી ભીતિ પામ નહિ. ધન્ય નર્કમાં રહેલ ચતુર્થ ગુણસ્થાનકના અધિકારીને ! તો તું તો ૬–૭ ના ગુણસ્થાનકનો અધિકારી છું. નવીન કાંઇ થનાર નથી. પૂર્વે એકત્રીત કરેલાં કાર્યો (કર્મો) હળવે હળવે ઉદયભાવમાં આવે છે તો તું ઉદાર બની સર્વ કરજ ખુશીથી ચુકાવ. અનંત પુણ્ય યોગે દશ વસ્તુની પ્રાપ્તિ થઇ છે. વિશેષમાં સમ્યગ્ જ્ઞાન અને ચારિત્ર અવસ્થાની પ્રાપ્તિ જે દુષ્પ્રાપ્ય છે તે મળી છે, તો હવે તેમાં યથાતથ્યરૂપે વીર્ય ફોરવ. સમય કાર્ય કરી રહ્યો છે. ચોથા આરાની તૂલનાએ હાલનું આયુષ્ય અલ્પ છે.

વર્તમાનના મનુષ્યો ૫–૧૦–૨૫ વર્ષની એક ભવની સુખશાંતિ માટે અહોરાત્રી મન–વચન અને કાયાથી પ્રયત્ન કરી રહ્યા છે તો તારે અનંત ભવ માટે સત્ય અને અવિનાશી સુખ પ્રાપ્ત કરવાનું છે તે માટે તું જેટલો આત્મભોગ આપે તેટલો થોડોજ છે. અનંત મહેનત પણ કર્મના હિસાબે ન્યૂન છે.

સાધુત્વ, શ્રમણુત્વ તેજ કે ઔદારિક શરીર સંબંધી આવતા સાનુકુળ, પ્રતિકુળ ઇષ્ટ અનિષ્ટ સંયોગોમાં સમતાભાવ રાખવાનું સાધન કરવું. જે સંયોગો દુનિઆના જીવોને રાગદ્વેષના પંજામાં લાવી વિજય મેળવે છે તેવા સંયોગોનો વિજય થવા દેવો નહિ તેવા પ્રકારનો શ્રમ તેનું નામ શ્રમણુત્વ. ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના અનંત ઇંદ્રોની સાહ્યબી અને સુખ એકત્ર કરો તે કરતાં અનંત ઘણું સુખ સિદ્ધના એક જીવને છે તો સિદ્ધત્વની અપેક્ષા રાખ. કયા વખતે આયુષ્યનો બંધ પડશે તેની ખબર નથી માટે એક સમય પણ આર્ત્તરૌદ્ર ધ્યાનમય વ્યતીત ન થાય તે માટે સાવચેતી રાખ. દીવસ રાત્રીના ૨૪ કલાક છે તેમાંથી એક મીનીટ પણ સજઝાય શાસ્ત્ર મનન, પઠન, કંઠસ્થ બે પાંચ વર્ષ માટે નહિ પણ યાવત્ જીવન માટે તે અભ્યાસક્રમ ચાલુ રાખ. અન્યનો આકાંક્ષા રાખીશ નહિ. ચારિત્ર અવસ્થા પ્રાપ્ત થવાનો અપૂર્વ આનંદ, સમય જતાં અમૃતપાનનો આનંદ, એકાંત સ્વાધ્યાય સમયમાં આવતી શાંતિની પ્રણાલીકાનો અપૂર્વ આનંદ, સત્યસ્વરૂપે કયારે શોધીશ ?

આજેજ સંથારો પૂર્ણ થવાનો છે તેમ માની આત્માને, આલોયણુ, નિંદન પ્રતિક્રમણુ, પ્રાયશ્ચિત, સઝાય ધ્યાન અને ૧૨ પ્રકારની તપશ્ચર્યાથી સજ્જ રાખ. જે આત્મભાવનું જંગલ જતાં, પેસાબ કરતાં રાખે છે, તેવાજ ભાવ તે

પુદ્દગલોને ઉત્પન્ન કરનાર પકવાન તરફ રાખ. અનંત જીવો તારૂં વર્તન જોઇ રહ્યા છે. અસંખ્ય દેવો તથા ઇંદ્રો તારૂં બાલજીવન અને તેમાં પ્રમાદ આલેખી હાસ્ય કરી રહ્યા છે.

દ્રવ્ય ચારિત્ર પૂર્વ સમયમાં અનંતી વાર પાલ્યું. મેરૂ પર્વત જેટલા રજોહરણ અને મહુપતીના ઢગ કર્યા છતાં શ્રેય ન થયું. વર્તમાનનું ત્હારૂં જીવન ભાવરૂપમાં આલેખ નહિ તો, આ પણ ચારિત્ર અવસ્થા દ્રવ્યરૂપમાં વહી જશે. લીધેલ બોજાને યાદ કરી લીધેલ પદવીનું પાલન કર. અંગીકાર કરેલ ચારિત્ર અવસ્થાના મૂળ સ્વરૂપને તપાસ, અને આત્મ કલ્યાણના વિવિધ રસ્તાઓ શોધ.

સુવર્ણ, ચાંદી વિગેરે જડ પદાર્થો પોતાના મૂળ સ્વભાવને છોડતાં નથી. તો તું સમભાવવાળો તારો મૂળ સ્વભાવ કેમ ભૂલે છે? ગ્રાહ્ય વસ્તુ કઈ છે, ત્યાજ્ય વસ્તુ કઇ છે! તેનો નિર્ણય કર, સાર શું છે, અને અસાર શું છે? તેનો પદે પદે વિચાર કર. વિચાર માત્રથી, શાબ્દીક ગોઠવણીથી કાર્યસિદ્ધિ થવાની નથી. અધ્યાત્મ જ્ઞાન—અધ્યાત્મ વિચારો જ્યાં સુધી પ્રવૃત્તિમાં મૂકવામાં આવ્યા નથી ત્યા સુધી ચોરને શેઠનો ખજાનો લુંટવો અને શેઠની જાગૃત અવસ્થા સમાન છે. પુદ્દગલ રૂચિને ત્યાગ. દેહે દુઃખં મહા ફલં શરીરને શાતા આપવાનો વિચાર કરીશ તેથી સહસ્રાવધિ અશાતાનાં કર્મો બંધાશે.

## આત્મ રક્ષણુ સાધન

૧ શુભ જીવન, અપરિચીત મનુષ્ય અને ક્ષેત્ર ધાર્મીક ક્રિયાની વૃદ્ધિ અર્થે પસંદ કર.

૨ પરીચય કોઇથી પણુ રાખ નહિ. પરીચય તે સંસાર બંધન, મોહ તૃષ્ણા અને દુઃખ છે.

૩ આહાર માટે જીનદત્ત શેઠ અને વિજયચોરવત્, અને ભક્ષણુ માટે શેઠે પુત્રીનું માંસ ભક્ષણુ કર્યું; તેવી રીતે રસાસ્વાદ અનંત ભવ માટે અનંત દુઃખદાયી છે.

૪ પ્રતિલેહન સમયે અમુલ્ય રત્નો ક્યાં ક્યાં છે તેની તપાસ કર, ગણુત્રી કર.

૫ પરઠાવણુ સમયે રખે તારી પ્રમાદાવસ્થા એ અનંત જીવોની ઘાતક બને.

૬ મન માટે પ્રશ્નચંદ્ર રાજર્ષિવત્ અલ્પ સમયમાં શુભાશુભયોગે નર્ક અને કેવળદશાનો ચિતાર ચક્ષુસમીપ લાવ—

× × ×

રાજ્ય સભામાં રાજા પાસે મનુષ્ય જેવું વર્તન રાખે છે તે કરતાં મહાન તીર્થંકરોથી જ્ઞાત, અનંત કેવળીઓથી જ્ઞાત, એવી સભામાં શોભે તેવું બોલ, શોભે તેવી ક્રીયા કર, આત્મા તેજ શત્રુ, આત્મા તેજ શિવદાયી અને આત્મા તેજ નર્કદાયી છે.

જ્યારે અશાતાનો ઉદય થાય ત્યારે મુનિ વિચારે કે, તારા પોતાનોજ અશાતાનો ઉદય છે. શાતાનો ઉદય હોત તો કોઈ કાંઈ કરી શકત નહિ, માટે પ્રાપ્ત થએલ સંજોગોને વધાવીલે, અને તેમાંજ આત્મ ધર્મ માન. તારી વસ્તુ તારી પોતાની પાસે છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ શિવાય અન્ય કાંઈ વસ્તુ તારી પાસે નથી. સ્વવસ્તુમાં ન્યુનતા યા અધિકતા કરનાર આત્મા સિવાય અન્ય કોઇ વ્યક્તિ નથી. આજ સુધી ત્હેં મીથ્યા કલ્પના કરી પર વસ્તુને તારી માની અનંત કર્મ બાંધ્યાં, બીજાને બંધાવ્યાં, તે વોસરાવી દે. કોઈ વ્યક્તિની ઉન્નતિમાં ત્હારા આત્માની ઉન્નતિ સમાયેલી નથી.

અરે ! તું ત્હારા મુળ સ્વભાવને પદે પદે ભુલતો જાય છે. ચેત ! અનંતો કાલ આવી રીતે વીતાવ્યો, આ ભવ માટે અલ્પતો વિચાર કર ! કે શું તારો વિચાર મેરૂ સમ રજોહરણુ અને મહુપતીના ઢગોની ' ખામી ' પુરી પાડવાનો છે ? શરમ !

વ્યાપારી રાત્રીદીન કમાવાની ચીંતા કરે છે. તેમ તું પણુ દીન પ્રતીદીન બાર પ્રકારની તપશ્ચર્યા, શાસ્ત્રાર્થ, આત્મ ઉન્નતિની ચિંતા કર. જેમ આબરૂદાર શાહુકાર પણુ કર-જવાન જ્યાં સુધી તેનું કરજ અદા થતું નથી ત્યાં સુધી સુખે નિદ્રા પણુ લઈ શકતો નથી તેમ તું પણુ અનંત

આત્માઓનો "ઋણી" બનેલ છે તો તેમનું કરજ આત્મ ધ્યાન લગાવીને પતાવવાનો પ્રયાસ કર.

કોટયાવધીનો એકનો એક નવ પરણીત પુત્ર મરણ પામે તે દિવસે વૈભવનાં વિપુલ સાધનો હોવા છતાં તે તરફ દૃષ્ટિપાત્ પણ શેઠથી થઇ શકતો નથી. તેમ તારે પણ વિષયને મારવા માટે શુષ્ક ભાવે આહાર કરવો આવશ્યક છે.

દરેક કાર્યમાં ઉદાસીન વૃત્તિ શાંત અને ગાંભીર્યમય પ્રકૃત્તિ અને પ્રવૃત્તિ રાખ. પરિસહ સમયે ગભરાવું નહિ. તે સમયે વિચાર કે ફકીરી પરિસહ જીતવા માટેજ પહેરી છે. આત્માનો નાશ નથી તો દુઃખ છે કોને ? શરીરને શાંતિ આપવાનો લેશ માત્ર વિચાર કરીશ નહિ. શરીરની ચેષ્ટા પ્રમાણે વર્તનાર પુદ્ગલનો ગુલામ બન નહિ. નિયમીત ખાવું, પીવું, સુવું, બેસવું તે નરી પુદ્ગલની ગુલામીજ છે.

સાકર ખાવાની ઇચ્છા થાય તો ચરીઆતાની ફાકીલે, ઠંડા પાણીની ઇચ્છા થાય તો ગરમ અને કટુક પાણીનું સેવન કર. ઠંડી હવાની ઇચ્છા થાય તો ઉષ્ણુતાની આતાપના લે. મિષ્ટ પુદ્ગલની ઇચ્છા થાય તો મળેલ પુદ્ગલોને એકત્ર કરીને ભોગવ. મનના પ્રણામથી વિપરીત દશામાં આત્માને વહેવરાવ. જે જે સમયે શરીરની શાતાનો ઉદય આવે તે તે ક્ષણેજ તેથી વિપરીત પ્રવૃત્તિ રાખ.

શરીરને મ્હારૂં માનવું તે ચોરી, રસાસ્વાદ કરવો

તે ચોરી, કઠોર ભાષા બોલવી તે સર્વ આત્મ ચોરી, દુનિઆની પુદ્દગલીક વસ્તુની ચોરી કરી ૬–૧૨ માસની કેદ ભોગવે છે તું આત્મ ચોરી કરી અનંતા કાળ સુધી ૮૪ લક્ષ જીવાયોનીની ભવ ભ્રમણતાની કેદની શિક્ષા ભોગવે છે.

જ્ઞાન, ધ્યાન, સિવાયનો તમામ વખત વ્યર્થ છે. આત્માને અનંત કર્મ બંધનનો હેતું છે.

સ્વજન યા આકર્ષક વ્યક્તિ સાથે વાર્તાલાપનો આગાર અન્ય સાથે ત્યાગ. શું તે હલાહલ રાગદ્વેષ રૂપ ઝેર નથી ? અમુકની વંદણા માનપૂર્વક ઝીલવી અને અમુકની સામાન્ય રૂપમાં તે શું ખુશામત નથી ? ખુશામત ત્યાં સ્વાર્થ, સ્વાર્થ ત્યાં સંસાર પછી વિષય, કર્મબંધ, આશ્રવ અને દીર્ઘ સંસાર–તું સ્વ આત્માને સમજાવ્યા વિના દુનિઆને સમજાવવા પ્રયાસ કરે છે તે અંધાને આરસીમાં મુખ નિહાળવા અને બધીરને ગાયનાદિ સાંભળવા સમાન છે.

સ્રીકથા, ભક્તકથા, રાજકથા અને દેશકથા એ ચાર માંહેની એક પણ કથા કરનાર ગૃહસ્થ સ્વવૃતમાં દોષિત થાય છે તો તને તેવી વાતો કરવાનો, સાંભળવાનો યા પુછવાનો હક્ક કોણે આપ્યો ? જે પ્રકારની વાર્તા સાંભળવામાં આવે છે તે વખતે તેવાજ પ્રણામ આવે છે. પ્રતિ સમયે ભાન ભૂલી જઈ નાહક કર્મ બાંધે છે.

 ૧૩૭૬૩

## " કર્મબંધ" ની વ્યાખ્યા.

સૂવર્ણ રેતીવત્ આત્મ-કર્મને સંબંધ છે. સૂવર્ણને સૂવર્ણ રૂપમાં લાવવા માટે તેમાં રહેલ તમામ પ્રકારની માટી દૂર કરવી પડે છે. જ્યારે તમામ માટી દૂર કરે ત્યારે સૂવર્ણ મૂલ સ્વરૂપનો પ્રકાશ આપે છે. પૂર્વકાલની માટી દૂર કરવી નવી માટી આવવા ન દેવી, ભવિષ્યમાં આવતી માટીને અટકાવવી તે મ્હેનતના બદલામાં પગાર આપવો ઈષ્ટ છે. પગાર અપાય તોજ નોકર કામ કરે અને શેઠનું કામ થાય આત્માને કર્મનો અનંતા કાલનો સંબંધ છે. તે સબંધ દૂર કરવા પ્રયાસ કર. પ્રથમ માટી દૂર કરવી જરૂરની છે. માટી તે શરીરમાં શરીર રૂપે રહેલ છે. તો પ્રથમ શરીરને તપશ્ચર્યાથી તપાવવું, સાથે તે નોકરરૂપે કામ કરે છે. માટે તેને પગાર રૂપી આહાર આપવો, પણ પંગાર કરવામાં સૂવર્ણની તમામ કિંમત ઉડી જવી ન જોઈએ. જ્ઞાન, ધ્યાન રૂપ સુવર્ણ શરીર દ્વારા કાઢવા માટે શુષ્ક આહાર આપવો ઘટે. કર્મ તે આત્માની સાથે રહેલ બગદો, સડો છે. આત્માની સ્વ વસ્તુથી અન્ય વસ્તુ તેનું નામ કર્મ, આત્માના સ્વધર્મમાંથી ચ્યુત કરે તે કર્મ. કર્મ તે આત્માને ઉન્માર્ગે દોરી જાય છે. ઉદાહરણઃ—એક આત્માને મિષ્ટાન્ન ખાવાની ઇચ્છા થઈ, તે ઈચ્છા પુરી પાડી. એક ઈચ્છા પુરી પાડી અને બીજામાં જળ સિંચન જતાં તે વિકાસ પામશે, તેમ

નવી નવી ઇચ્છાઓ જન્મશે. તે આત્માએ અનિચ્છાએ પણ પૂર્ણ કરવી પડશે. ઇચ્છા પુરી પાડવાનો આશય ત્યાં આરંભ, ત્યાં વેર અને ભવભ્રમણ માટે તે ઉગતા બીજને વીપરીતતા રૂપ અગ્નીથી બાળી નાંખવું, પુદ્‌ગલીક ઇચ્છાઓને પોષવી તે એક ઇચ્છાને બદલે અનંત નવીન ઇચ્છાઓ ઉત્પન્ન કરવા બરાબર છે, અને એક ઇચ્છાને રોકવી તે અનંત ઇચ્છાઓને રોકવા બરાબર છે.

× × ×

" नाहि सुहि देवता देव लोए, नाहि सुहि पुढवी पइ राया,
नाहि सुही शेठ संन्याओ वहीं, एगंत सुही मुनो वियरागो."

## આ શબ્દો કોના છે?

અનંતજ્ઞાની પ્રભુના, અનંતજ્ઞાનમાં જોયેલા, અનંત આશયથી ફરમાવેલા દેવતા, ચક્રવર્તી અને શેઠ ત્રણે કરતાં મુનિઓ અનંત સુખી છે. દેવતાઓ અસંખ્યાતા વર્ષો માટે, ચક્રવર્તિ હજારો વર્ષો માટે, શેઠીઆઓ ૫-૫૦ વર્ષો માટે પોતાના વૈભવમાં ભલે સુખ માનતા હોય પણ તેમનું જીવન ફાંસીની શિક્ષા પામેલ મનુષ્ય જેવું છે. ફાંસીનો શીક્ષાવાલાને ફાંસી દેવા અગાઉ કેટલાક દિવસ તેને મન ગમતું ખાવા પીવા દે છે, અને તે તે પ્રમાણે ભોગવે છે. પરંતુ શેઠ વીગેરે તો ભવિષ્યમાં ભોગવવાની આશાએ વર્તમાનમાં ભોગવી શકતા નથી. અચાનક કાળચક્ર તેમને ઉપાડી જાય છે અને આશા નિરાશામાં ફેરવાઇ જાય છે. દેવતાઓ ચવીને પૃથ્વી વીગેરેમાં

ઉપજે છે. શેઠ મરીને નરક યા તિર્યંચમાં જાય છે. ચક્રવર્તી (આખર સુધી ચક્રવર્તીપણું રાખે તો) અવશ્ય સાતમી નરકે જાય છે. અસ્તુ! તેઓ આ ભવમાં પણ સુખી નથી અને પરભવમાં તેમને માટે અનંત દુઃખો તૈયાર રહે છે. મુનિવર્ગ ઇહલોક તેમજ પરલોકમાં અત્યંત સુખી છે. અનંતા જીવોને દેવ પ્રમુખ મરણની ભીતી રહેલી છે, જ્યારે મુનીને તો:—

"જગત મરણસે ડરત હે, મુજ મન હે આનંદ;
કબ મરણાં કબ ભેટસાં, પુરણ પરમાનંદ"

આનંદનો અવધિ છે. જ્યારે શેઠ વિગેરેને સંસારની ભોગોપભોગની ઇચ્છાઓ સતાવે છે ત્યારે મુનીઓ તેવી ઇચ્છાઓને ઉત્પન્ન થવા દેતાજ નથી. તૃપ્ત ભોજનીને આહારની ઇચ્છા થતી નથી તેમ જ્ઞાનરૂપ ભોજનથી તૃપ્ત થએલ ભોજનીને (મુનીને) ઇચ્છા રૂપી ક્ષુધા લાગતી નથી. મુનીઓની ખુશીનો પાર નથી. મુનીઓના સુખનો અંત નથી. ચક્રવર્તી અમુક પોતાના રાજ્યપર, દેવતાઓ અમુક દેવીઓપર અને શેઠ અમુક ૫—૫૦ નોકરોપર શાસન ચલાવે છે, ત્યારે મુનીઓએ પૃથ્વી, અપ, બેઇંદ્રી, તેઇંદ્રી, નારકી, તિર્યંચ, મનુષ્ય વિગેરે ચોરાશીલક્ષ જીવાયોનીમાં ન જવાનો વિજય વાવટો પ્રાપ્ત કરેલ છે. ચક્રવર્તીના પણ ચક્રવર્તી, શેઠના પણ શેઠ અને દેવના પણ દેવ જો કોઇ હોય તો મુનીઓજ છે.

તો હે આત્મન્! તને જે માર્ગ પ્રાપ્ત થએલ છે તેને યથા તથ્યરૂપે પાલન કર, અને અનંત સુખી ભગવાને તને ફરમાવ્યા છે તેવો તું સુખી બન. દ્રવ્યસુખ—શેઠ ચક્રવર્તી અને દેવના પદવીનો મૂખ્ય જન્મદાતા "મુનિધર્મ" જ છે.

× × ×

## " દયા માતાનો ખુલ્લો પત્ર "

હે ચારીત્રવાન પુત્ર !

ત્હારા જીવનમાં અને સંસારીના જીવનમાં અનંત ઘણો તફાવત છે. જે કાર્યમાં સંસારી જીવ ક્લેશ, દુઃખ અને અશાતા માને તે કાર્યમાં ત્હારે અત્યાનંદ માનવાનો છે. વૈયાવચ્ચાદિ પરિશ્રમ કાર્યોમાં ગ્લાનિ ભાવ લાવવો તે સંસારમાં 'ગૃહસંસારી' નો ધર્મ છે. ત્યારે તેવા વખતે શેઠ ગ્રાહકવત્ અતિ ભાગ્યનો તે દિવસ તારે માનવાનો છે. સંસારીના જન્મ મરણ અને લગ્નાદિ તમામ કાર્ય અનંત પાપમય હેતુનાં કારણ છે કે જેને તેઓ માંગલીક માને છે. જ્યારે ચારીત્ર ધર્મનાં તમામ કાર્ય વ્યાખ્યાનાદિથી તે પરઠાવણ સુધી તમામ એક એકથી ઉંચી સ્થીતી ભોગવે તેવાં છે. ધન્ય પ્રભુ! ઉત્તમ ફળ આપે વૈયાવચ્ચનું બતાવ્યું. ધન્ય! બે આંખ વિના તમામ શરીર સંતોનાં વૈયાવચ્ચમાં અર્પણ કરનાર મેઘકુમારને!

લોહીમાં ખરડાંએલ વસ્ત્રને લોહીથી સાફ કર નહિ. હે બાલજીવ! લોહીવાળું વસ્ત્ર લોહીથી સાફ નહિ થાય

પણ તે માટે જેમ નિર્મળ ઉષ્ણુ જળની આવશ્યકતા છે, તેમ હે આત્મન્ ! આત્મ પ્રદેશમાંથી અજ્ઞાન રૂપ તીમીરનો નાશ કરવા માટે, જ્ઞાનાવરણ દૂર કરવા માટે, સૂત્ર સિદ્ધાંત ભણુવા ભણાવવાની, વીર વાણી પ્રકાશીત કરવાની તીવ્ર ઇચ્છા રાખ. શરીરને શાતાનો આશય ઇષ્ટ ખોરાક-સ્થાન, હવા વિગેરે વિચારો જ્ઞાનને આવરણુભૂત છે અને તે પ્રણામ અજ્ઞાનની ગાંઠ બાંધી તેલમાં ડુબાવવા જેવું કાય કરે છે તો તું તેને મુક્તકર્તા શી રીતે માની બેઠો છે ? સત્વર પ્રમાદ ત્યાગ. કેવળ પ્રાપ્ત કરવા અર્થે શ્રી વીર પ્રભુએ ૧૨॥ વર્ષ પર્યંત અનાર્ય ક્ષેત્રમાં ઉગ્ર તપશ્ચર્યા તથા પરીસહો સહન કર્યા હતા અને મૌન ધારણુ કર્યું હતું. ઈષ્ટ ખોરાક ખાવામાં જ્ઞાનાવરણનો નાશ પ્રભુએ માન્યો નહોતો, જો માન્યો હોત તો પ્રભુને રાજ્યગાદી છોડવાની શી જરૂર હતી ? ત્યાંજ ઈષ્ટ સાત્વીક પદાર્થો ભોગવી જ્ઞાની બનત નહિ ? તે વિચાર માત્ર અનંત દુઃખદાયી વિષય કષાયને પોષક છે, તું વિચારીશ કે અપવાસાદિ કરવાથી જ્ઞાન ધ્યાન બનશે નહિ, શરીર શિથીલ અને અશક્ત બની જશે. આ વિચારો "એકાંતમીથ્યાત્વ" વાદીઓના છે. ખેતરમાં બીજ વાવવાથી ખેડુત પ્રત્યક્ષ રૂપે ભલે એક બીજનો ઘટાડો માને પણ તેજ બીજ થોડા માસ બાદ એકના સો-સોના હજાર, લાખ, ક્રોડોની સંખ્યામાં ઢગલા થશે, તો હે પુત્ર ! તપ-

શ્ચર્યા, આયંબીલ, ઉપવાસ વિગેરે પ્રત્યક્ષભૂત ઔદારીક શરીર અશાતા, બેચેની માનશે. તે પુદ્દગલનો સ્વભાવ છે, પણ તેથી કાંઇ આત્મધર્મની ન્યુનતા થવાની નથી. તપશ્ચર્યાથી આત્મધર્મની પ્રણાલીકા વધતી જશે અને અંતર્ગત રહેલ કર્મનો સડો દૂર થશે. જેથી જ્ઞાનાવરણીય કર્મ ક્ષય પામશે. તપશ્ચર્યા જ્ઞાનાવરણીય કર્મ ક્ષય કરવા માટે અકસીર ઇલાજ છે. ( ખેડુત ખેતી ન્યાય ) અનંત આત્માઓ તપશ્ચર્યા કરીને ત્રિકાળ જ્ઞાન પ્રાપ્ત કરી શકયા છે. તપશ્ચર્યા જેવા ઉપાયથી શું દૂર્ગમ છે ?

ત્હારી કલ્પના વિષય કષાયની જનની છે, તેથી જ્ઞાનાવરણીય અવશ્ય નવીન વધે છે. જેમ વિશેષ તપશ્ચર્યા, તેમ વિશેષ જ્ઞાન વૃદ્ધિના મુદ્રાલેખને સ્મર, અને અનંત ઉચ્ચ આત્માઓના ચારિત્રનું સ્મરણ કર. તેવી આશિષ આપી અત્રે હું વિરમું છું.

\+ + +

## ‘ આત્મ સમજ ’

( Most-Important. )

હવે હદ આવી ગઇ, અંત આવી ગયો. ઘણા કાલ નરકની તમતમતી તિક્ષ્ણતા સહન કરી હવે કંઇ પણ બાકી રહ્યું નથી. બનવાનું હતું તે બની ગયું, બગડવાનું હતું તે બગડી ગયું. હવે માત્ર સુધારવાનું બાકી છે. ઘણો વખત માં ક્હયો હવે તો જાગ અને જો ! અનંતાકાલ નિદ્રામાં

લુંટે તેમ ધન લુંટાવા દીધું, હવે તો રક્ષા કર. અરે! કંઈ ને કંઈ કર. શું જોઇ રહ્યો છે? શું વિચાર કરી રહ્યો છે? અરેરે! આંખ મીંચાયા બાદ ત્હારૂં શું થશે?

કર્મ નામક કસાઇ ત્હારા ઉપર કીંપાક ફુલના પ્રહાર કરે છે. અરે! તેથી ભીતિ પામ. ભાવક્રિયા, ભાવવિચાર, ભાવપ્રકૃતિ, ભાવવર્તન, ભાવચાલ, ભાવેથી સર્વ કંઇ ક્રિયા કર. ભાવથી કરીશ તો 'ભગવાન' થઇશ. ભાવવિનાની ક્રિયા એકડા વિનાના મીંડાસમાન છે. તેની શીક્ષા અનંતકાલ ભોગવી છતાં શું હજુ ધરાયો નથી? વર્તમાનનું તારૂં જીવન કેવળ દ્રવ્યરૂપે છે, ત્હારી દ્રવ્યતા ત્હને 'દરીદ્રિ' બનાવે છે. અરે દરીદ્રિ! હવે તો ચેત! કંઇક વિચાર કર! શા માટે જન્મ્યો છે! શું લઇને બેઠો છે? કયા પદમાં સ્થિત છે? કયું પદ શા માટે અંગીકાર કરેલ છે? તે પદનું યથા-તથ્યરૂપે પાલન કરે છે કે નહિ? છતાં ભવાંત કેમ ન થયો? ખરેખર આત્મસ્વરૂપ સમજ્યો નહિ હોય, આત્મ સમજ આવી નહિ હોય, વર્તમાનમાં શું તું સમજ્યો છે? સમજવાની નીશાની શી છે? અરે અનંત ભવ ગુમાવ્યા તેમાં વધારારૂપે આ ભવ ચાલ્યો ન જાય ત્હેની ચિંતા કર, દ્રવ્ય ચારિત્ર પાળીને ભલે દેવગતિનો અધિકારી બને તેથી કંઈ સિદ્ધિ થવાની નથી, અનંતી વખત તે ગતિ પ્રાપ્ત થઇ, ત્યાંથી અનંત વખત તું ચવ્યો અને તિર્યંચાદિમાં ઉત્પન્ન

થઈ સીધો નરકાદિમાં વાસો કર્યો તો શું પુનઃ ત્યાં જવું ત્હને ગમે છે? ત્યાંની અનંતી ભુખ, તરસ, શીતલતા, ઉષ્ણુતા અને પરમાધામીકૃત છેદન, ભેદન અને વેદના ખમવી ત્હને ગમે છે? ગમશે? તેનો ક્ષણ માટે તો વિચાર કર અને આત્માને પલટાવી સીધો રસ્તો પકડ.

ભાવક્રિયામાં શું ત્હારે માસખમણ કરવું છે? શું મણોબંધ વજન ઉપાડવાં છે? શું ઉષ્ણુતામાં આતાપના લેવી પડે છે? શા માટે ભાવથી સર્વ કાંઈ કરતો નથી?

સાતમી નરકની અનંતમા ભાગની વેદના મનુષ્ય લોકમાં નથીજ. આત્માએ નરકમાં પરવશપણે અનંતભવોમાં અનંતકાળ સુધી, અનંત વેદના સહન કરી તેના અનંતમા ભાગની વેદના માગે તો પણ આ શરીરથી સહન કરી શકાય તેમ નથી. તેવું ઔદારીક શરીરનું બંધારણ છે. કુંભારના નિભાડામાં નરકના જીવને પુષ્પ શૈય્યાસમાન નિંદ્રા આવે તેવી અતુલવેદના નરકમાં છે.

ચારિત્ર અવસ્થામાં સમભાવે સહન કરાતા અલ્પ પરીસહ અનંત ભવભંજક છે. જ્યારે નરકમાં પરતંત્રપણે સહન કરાતી અનંત વેદના અલ્પભંજક છે.

હે આત્મા! સાનુકુળ, પ્રતિકુળ તમામ પરિસહોને યથાતથ્યરૂપે સહન કર. પરિસહ તે લાભ, પારસ, પૂર્ણતા, પામરતાનો નાશક અને પ્રભુતાનો પ્રભુ માટે વ્યાકુલ ન બનતાં

સમભાવે સહન કર–પરિસહને દુઃખ માનનાર મોહનીય કર્મ છે. નિર્મોહી બન! સ્વજન સંબંધી, મિત્ર, શિષ્યાદિ તથા પૌદ્ગલીક વસ્તુ પરનો મમત્વ ભાવ ત્યાગ. દક્ષિણ દીશાનો કવલ ઉત્તર દીશામાં લઈ જવો તે પણ સંસાર-વર્ધક ક્રિયા છે તો પછી રસાસ્વાદનો આશય કયાં ર દહી, દુધ, દાળ અને દુધપાકની ભીન્નતા કયાં રહી! તેવા રસાસ્વાદ કરવાનો વિચાર માત્ર ત્હને કયાંથી હોવો જોઇએ? શરમ! નિર્મોહી બન!!

"નિંદ્રા તે શું?"

અનાત્મ દશા, પરાત્મદશા, સ્વઘાતદશા, સ્વચ્યુતદશા, જડ દશા, નિશામય દશા તો તેવી દશા ગ્રાહયીય, માન-નીય, કેમ માની શકાય? અરે! અનંત ત્યાજ્ય નિંદ્રા! તે આત્મઘાતક દશા છે માટે તે પ્રત્યે નીંદા કર. અનંતા કાલથી તે આજ સુધી તું તેનો આદર કરતો આવ્યો છું અને તેનાજ પ્રણામે ત્હારી ભવભટકતા મટી નહિ.

"વીર વાકય—પાપીજીવો સુતા ભલા"

નિંદ્રા લેનાર પાપીની ગણત્રીમાં છે. ખરેખર પ્રભુએ ચાર કલાક નીંદ્રા સેવન કરવા ફરમાવેલ છે, વર્તમાનમાં ત્હારાથી તેમ ન બની શકે તો ૫ કલાકનો નિયમ રાખ. જેમ ત્હારી વિશેષ નિંદ્રા તેમ વિશેષ નીંદા! પ્રભુ મર્યા-દીત સમય સિવાયના નિંદ્રાનો સમય એકાંત નીંદનીય છે.

કારણ તે સમયમાં પૂર્ણતાથી નિંદ્રા આવતી નથી, તેની સાક્ષીભૂત સ્વપ્નાદિ અવારનવાર જોવામાં આવે છે અને તેમાં અશુભ, અનીષ્ટ વિચારોની પ્રણાલીકા જ્યાંનીત્યાં દોડી જાય છે, તેથી તે સમયમાં અનંત કર્મબંધ થાય છે. સ્વપ્નાદિ વિચારથી અનિષ્ટ પરિણામ, દારિદ્રતા, પ્રમાદતા, સ્વાત્મરક્ષણની અંતરાય, ધ્યાન વિમુખતા અને શરીરની શીથીલતા થાય છે તો હવે તેનો સંગ છોડ. નિંદ્રા તે આરામ નથી પણ હલાહલ વિષ, નિશો છે. દારૂનું પાન કરનાર વ્યસની પોતાને આરામદાયક ચીજ માને પણ બુદ્ધિવાનની અપેક્ષાએ તે દુઃખ એકત્ર કરી રહ્યો છે. તેને માતા, પીતાનું ભાન રહેતું નથી તે નિસાળુ બાલજીવ એક ભવનું દુઃખ વ્હોરી લે છે જ્યારે નિંદ્રાનો ભાવ નીસો કરનાર, સંયમ અવસ્થાનો અમૂલ્ય સમય નિંદ્રામાં વ્યતીત કરનાર અનંત દુઃખી છે. નીંદ્રાનો સમય નિંદ્રાનો સ્વભાવી ગમે તે આશયે આરામ માને પણ પ્રભુ માર્ગ "पाव समणेत्ति वुच्चइ" નિંદ્રા ત્યાગ! નિંદ્રા ત્યાગ!!

## "તપશ્ચર્યા મહાત્મ્ય."

નિશ્ચયાત્મક આત્મસ્થિતી આહાર કરવામાં, અને તેના ઉત્પત્તિમય મલને પરઠાવવામાં આત્મ ધર્મ સમાએલો નથી, તે શુભાશુભના કર્મ સંયોગાધીન છે. કર્મ નહોય તો ઉભય ક્રિયા મટી જાય. વર્તમાનમાં અપવાસાદિ કરવા તે ઉભય

ક્રિયાને રોકવાના હેતુભૂત છે. ઉભય ક્રિયાપર અંકુશ સિદ્ધત્વ દશા પ્રાપ્ત થાય ત્યારેજ થઈ શકે છે. વર્તમાનમાં અપવાસાદિ ક્રિયા તે સિદ્ધત્વ દશા પ્રાપ્ત કરવાની નીશાની છે.

આહારાદિની ઉપાધિ સિદ્ધોને નષ્ટ પામેલ છે, પણ છદ્મસ્થાવસ્થાને તે ઉપાધિ ચાલુ છે, કર્મસત્તાને અંગે અંતરેચ્છા, આહાર માટે પૂર્ણ જોસ કરે છે પણ સ્વાત્માએ સ્વાત્મીય વસ્તુની પરીક્ષા કરી પરાત્મ પર વસ્તુની ઇચ્છાને રોકવી તે મહાન્ સિદ્ધત્વ પરમાત્મ પદ પ્રાપ્તિનું અંગ છે, નીશાની છે, પરેચ્છા પુદ્ગલેચ્છા રોકવી તેજ પરાત્મદશા છે. અપવાસ તે લઘુ પરમાત્મ દશા છે તેમાંજ બીજ વૃક્ષ ન્યાયે સિદ્ધતા પ્રગટ થાય છે. જેમ અગ્નિસુવર્ણાદિને વિશેષઃ તેજસ્વી બનાવે છે તેમ આત્મ ધર્મને તેજસ્વી બનાવવામાં મુખ્યરૂપે તપશ્ચર્યા છે.

## "ક્ષમા મહાત્મ્ય!"

અપવાસાદિ ક્રિયા પ્રતિકુળ છે, ક્ષમાદિ ક્રિયા સાનુકૂળ છે. પ્રતિકુળ કરતાં અનુકૂળ ઉપર વિજય મેળવવો દુર્ઘટ છે. આત્મ કર્મ વર્ગણાનો સંબંધ ક્રોધી પ્રત્યે ક્રોધી, માની પ્રત્યે માની અને લોભી પ્રત્યે કંજુસતાનો છે.

ક્રોધી પ્રત્યે ક્ષમા કરે તે લઘુ વીતરાગી છે, વધીને ગુરૂ થશે. અનુક્રમે ક્રમશઃ વધતાં વધતાં વીતરાગ બને તે સંભવિત છે.

અપવાસ વિગેરે ક્રિયાઓ કરતાં ક્ષમામાં વિશેષ મહાત્મ્ય

માનવામાં આવ્યું છે. તે અંતર્ગત તપાસતાં આહારાદિ ઈચ્છાઓ તે બાદરરૂપે કામ કરે છે. કષાયાદિ તે સૂક્ષ્મરૂપે કામ કરે છે. કાયાને વશ કરવી સહેલ છે, પરંતુ મનને વશ કરવું મુશ્કેલ છે તે ન્યાયે આહાર કષાયઃ—

**"जो सहस्स सहस्साणं, संगामे दुज्जए जीए,**
**एगं जीणेज्ज अप्पाणं, एस सो परमो जओ."**

ઉપરોક્ત વાક્ય અનંત પ્રભુના જ્ઞાનમાંથી, અનંત આશયથી, અનંત જીવોનાં હિતને માટે ઉચ્ચારાએલ છે.

ચૈતન્યને અનંતાકાલથી પર પ્રીતિ છે, તેથી વર્તમાનમાં તે પરપ્રેમ કરે તે સ્વાભાવિક છે. દુનિઆના જીવો ઉદરપુર્ણ માટે ૨૪ કલાક ઉત્કૃષ્ટપણે પ્રયત્ન કરે છે, પંદર રૂપીઆનો સિપાઈ પંદર રૂપિઆ ખાતરજ લડાઈમાં જાય છે અને પોતાના દેહનું બલીદાન આપે છે, તેવો આત્મત્યાગ ભાવ આત્મધર્મની પ્રાપ્તિ કરવા માટે કેટલા 'વીરો' જનમ્યા હશે? સિપાઈનો આત્મા પંદર રૂપિઆ માટે કેટલી હીંમત અને દેહ ઉપર મોહ ઉતારી દેનાર? તે અપેક્ષાએ ત્હારે શું કરવું યોગ્ય છે! તેનો વિચાર કર.

છદ્મસ્થ અવસ્થામાં વીતરાગી, સંસારીમાં સિદ્ધત્વ, અજ્ઞાનીમાં કેવલતા, મનુષ્યમાં મહાનતા રહેલી છે.

હે મોક્ષાર્થી! તું શીખી ગયો છું કે તારી દશા માટીથી ખરડાએલ, લપટાએલ સુવર્ણ જેવી છે, તો તે માટે

દૂર કરવા ઉચીત ઉપાયો શોધવાના છે. ઉપાયો શોધ. માટી દૂર કર, મૂલ સ્વરૂપ તપાસ—

**આત્મધર્મ**:—ક્રોધ, માન, માયા અને લોભ નહિ રાગ, દ્વેષ, ભય, શોક, હાસ્ય, રતિ, અરતિ નહિ. સ્રી, પુરૂષ, નપુંસક નહિ, છેદન, ભેદન નહિ. વિગેરે આત્માના ધર્મો, મુળ ગુણો છે—

**આત્મગુણ**:—ક્ષમા, નિરાભીમાનતા, સંતોષ, સમભાવ, નિર્મોહી, નિરાકાર, સિદ્ધ સ્વરૂપ, વીતરાગત્વ, પરપુદ્ગલ ત્યાગી અને આત્માર્થી.

**આત્મશક્તિ**:—અનંત બળ, અનંત વીર્ય, અનંત પુરૂષાર્થ અનંત પરાક્રમ, અનંત જ્ઞાની, અનંત દર્શી, અનંત ચારિત્ર અને અનંત તપસ્વી.

## " આત્મ ચેતવણી ! "

[ **Caution to Sole.** ]

જાગૃત થા, પ્રમાદ ત્યાગ, ભાવે ભાવે ક્રિયામાં વર્ત.

## " પરલોક યાત્રા "

[ **Most Important.** ]

મૃત્યુ સમયની અનંત વેદના ! અહા ! તે વેદનાની સીમા ! તે વેદનાની કયાંય દાદ, ફરિયાદ કોઇ સાંભળનાર છે ? તે માટે કોઇ દવા છે ? કોઈ મંત્ર, તંત્ર, જાદુ છે ?

ના, ના, ના, સ્વકૃત ફલ એકલોજ " **રોતો રોતો** "

દીન દયામણા મુખે અસહનશીલપણે તુંજ સહન કર.

અહા! અન્ય માટે ઉપાર્જીત કરેલું પાપ કર્મ તેનું ફલ ત્હારે એકલાનેજ ભોગવવું પડશે ? હા પાસે બેઠેલ સ્વજન, કુટુંબી અને અનેક હૃદયો દગ્ધ કરી એકત્રીત કરેલું દ્રવ્ય કંઈ પણ કામ નહિ આવે. ઉલટા તે તમામ ત્હારા આત્માના શત્રુજ છે. નિર્દય કાળને કંઈ પણ શરમ કે ક્ષોભ થતો નથી. તે તો પોતાની અધમતા અધુરી ન રાખતાં પૂર્ણ રીતે બજાવે છે. હે મોક્ષના જીજ્ઞાસુ ! આ શરીરના અસંખ્ય પ્રદેશમાંથી જીવ નીકળતાં કેટલી તીવ્ર વેદના અનુભવે છે ? ત્હેની કંઈ ગણત્રી કોઇ પણ કરી શકે છે ? ગણત્રીમાં તો તેજ કે અનંત વેદના, અનંત દુઃખ–ત્રાસ, હાથ પગની નસોનું ખેંચાવું. તેમાંથી પ્રદેશનું પ્રલાયન અતિ દુર્ઘટ છે. આત્માને પ્રદેશ નીકળતાં અનંત વેદના તમામ અવયવોમાં થાય છે. તેથી અશકત બની જાય છે, કંઈ પણ બોલી શકતો નથી કે કંઇ પણ કહી શકતો નથી. મોઢામાં બળાત્કારે કોઈએ ડાટો મારી દીધો હોય તેવી સ્થીતિ થઈ જાય છે, છતી જીભે બોલાતું નથી. અહા ! તે સમયની ભયાનક વેદના, ભયાનક વાતાવરણ, બીહામણાં ચીત્રો, ત્રાસ ! જુલ્મ ! પ્રભુ મ્હને તેવી વેદનાથી બચાવે. તેથી હે આત્માર્થી ! ત્હેં અંગીકાર કરેલ પદવીનું એટલી ઉત્કૃષ્ટ શક્તિથી, બલ, વીર્ય ફેરવીને પાલન કર કે ફરી ત્હારે જન્મ લેવો ન પડે અને આવુ કારમુ મૃત્યુ તને ન સાંપડે.

હે આત્મા ! આનંદ માન કે આ ઉત્તમ સમય ત્હને પ્રાપ્ત થયો છે. આ અવસ્થામાં તું ધારે તે કરી શકવાને સમર્થ છે. મોક્ષમાં સીદ્ધો નહિ જાય તો એકાવતારી થવાને તું પોતે શક્તિમાન છે. સર્વ પ્રકારની અનંત વેદના મટાડવાને તું સમર્થ છે, તો પ્રયત્ન કર. ઉત્કૃષ્ટ માર્ગ લે. પ્રદેશ નીકળતાનો, સ્નેહી મૃત્યુ સમીપાવસ્થાનો સમય ત્હારી ચક્ષુ સમીપ લાવ અને ચેત.

## સમયની કીંમત.

આંખ મીંચીને ઉઘાડે તેમાં અસંખ્યાતા સમય વહી જાય છે તેમાંનો એક પણ સમય–હે ગૌતમ ! તું વ્યર્થ ગુમાવીશ નહિ, તેવું ફરમાન શ્રી મહાવીર પ્રભુનું પોતાના પ્રિયતમ શિષ્ય ગૌતમ પ્રત્યે છે. તો હે આત્મા ! અગર જો તું મહાવીર દેવનો ન્હાનો પ્રિયતમ અનુયાયી બનવા માગતો હોય તો ગૌતમ જેવો બન. મીનીટોની ગણત્રીનું ત્હારૂં આયુષ્ય ચારે તરફથી લુંટાવાનો, દુઃખનો, મરણનો ભય માત્ર ભયભ્રાંતજ દશા, દીશા અને વખત, આવા દાવાનળમાં રહ્યા છતાં તું ત્હારી કઇ શક્તિ ઉપર મુસ્તાકી રાખી બેસી રહ્યો છે ? એક સમયની જ્યાં પ્રભુના શાસનમાં કીંમત અંકાયેલી છે, ત્યાં તું મીનીટો અને કલાકો, નિંદ્રામાં, વાર્તામાં, પ્રમાદમાં ગુમાવવાની હીંમત કેવી રીતે કરી શકે છે ? સેંકડો ભવે આ ટાણું ત્હને સાંપડે એમ લાગે છે ? ત્હારૂં મીનીટોનું

આયુષ્ય છતાં ત્હારો પુરૂષાર્થ કુંડામાંથી રતન અપાવશે. પરંતુ તેટલું વીર્ય ફોરવી કુંડામાંથી રત્ન લેઈ લેવાની ત્હારી મનોવૃત્તિ કયાં છે? પામર! ચેત!!

**આત્મ નિરીક્ષણ.**

વર્તમાનનું ત્હારૂં જીવન સંતોષકારક નથી. લીધેલ પદનો આશય ચાલુ વર્તનને ચાલુ રાખવાથી પાર પડી નહિ શકે. આવી બેદરકારીમય જીંદગી ને સંયમ અવસ્થા અનંતવાર મળી. અનંતવારની ગણત્રીનો રાશી એકત્ર કરવા છતાં આત્મ સિદ્ધિ થઈ શકી નહિ તો વર્તમાન ચારિત્રની ક્રિયા અનંત કરતાં અનંત વિશેષ હોય ત્યારેજ તું આરાધિક ગણી શકાય. પૂર્વ જન્મમાં ત્હેં કોડીઓનો વ્યાપાર કર્યો હશે. વર્તમાનમાં તું કોડીઓનો કરે છે કે રત્નનોનો? તેની તપાસ કર. ત્હારી બેદરકારી વર્તમાનમાં તેના વેદનીરૂપ પ્રત્યક્ષ અનુભવાતી નથી તેથી તું બેદરકાર બન્યો છે પણ સાવધ રહે.—

દરેક કાર્ય કરતી વખતે વર્તમાન, ભૂત અને ભવિષ્યનો વિચાર કરી આગળ વધ. કષાય કરતાં વિચાર. અનંત ભૂત સમયમાં શું પરિણામ આવ્યું હતું! વર્તમાનમાં શું આવે છે! અને ભવિષ્યમાં શું આવશે! તેનો વિચાર કર.

અગ્નિમાં રહીને શીતલતા પ્રાપ્ત કરવાની છે. પૂર્વ પરીચીતોનાં બંધન તોડ, નવીન વધાર નહિ. ભવિષ્યના ભવ માટે અત્યારેજ રૂદન કર અને બગડતી બાજીને સુધાર જેથી

ભવિષ્યમાં રૂદન કરવું ન પડે—કારણ તે રૂદન એ વખતે કંઇ પણ કામ લાગી શકતું નથી—જુગારી હાર્યા બાદ રૂદન કરે તે શા કામનું ? જુગાર રમવું તે કરતાં તે દુર્ગુણનું પ્રથમ રૂદન કરી તેથી બચવું તેના જેવું શ્રેયકર બીજું કયું છે ?

શ્રી ઋષભદેવ પ્રભુ અને શ્રી મહાવીર દેવે શું કર્યું હતું ? તેઓનાજ શાસનનો અધિકારી મોક્ષાર્થિ ! તું શું કરી રહ્યો છે ? ચેત !

## રિદ્ધિવાનોનો પશ્ચાતાપ.

હે ચિદાનંદ આત્મા ! કંઇક વિચાર કર. પાંચ અનુત્તર વિમાનના દેવોનો પશ્ચાત્તાપ, તેમનો પરિતાપ, તેમની હાય વોય, તેમની પીડા. " હાય ! મ્હેં મહાન ભૂલ કરી. હું પ્રમાદી બન્યો. અલ્પ માટે અનંત દુઃખ. પાંચ લઘુ અક્ષર જેટલો સમય કર્મ ત્રોડવા માટે મ્હને ન મલ્યો. છઠ જેટલી શુષ્ક ક્રિયામાં મેં પ્રમાદ કર્યો. તેના બદલામાં ૩૩ સાગરોપમની છદ્મસ્થાવસ્થા ત્યારબાદ ૯ માસનું ગર્ભનું અનંત દુઃખ, બાલ્યાવસ્થાનું અજ્ઞાન યુવાવસ્થાએ ચારિત્ર અવસ્થા ઉદારિક શરીરને અનંત દુસહ્ય થઇ પડે ત્યાર બાદ છેવટ મોક્ષ યજ્ઞની પુર્ણાહુતી. "

આત્મા ! તારી પ્રમાદદશા માટે કંઈક વિચાર, કઇ ક્રિયા પ્રભુ આજ્ઞાવત્ પાલી રહ્યો છે ? નિંદ્રા, રસાસ્વાદ છોડ, કષાય જીત, સમભાવમાં વર્ત, ઉદારિક શરીર દ્વારા કર્મને ખપાવ.

ધન્યશ્રી સુબાહુ કુમાર કે જેમની પ્રશંસા, જેમની પુન્યાઈ, પવિત્રતા શ્રી ગૌતમ સમિપે **શ્રી વીરે** વખાણી! ધન્ય તે મહાન રિદ્ધિવંત મહાનુભાવને! પ્રભુ સમીપે ચારિત્ર અંગીકાર કર્યું, ત્યાર બાદ ૧૫ ભવે મોક્ષારૂઢ થયા. તું રિદ્ધિવાન છું' પણ સુબાહુકુમારવત્ તે ઋદ્ધિનો ત્યાગ નહિ કરે તો અતૂલ પશ્ચાતાપ કરવો પડશે. હે ચૈતન્ય! તું કઈ બાબતમાં મગરૂર છે? કઈ બાબતમાં તને અભીમાન છે? કયા પ્રકારે અને શાની તું આશા રાખે છે? અને કઇ શકિત ઉપર મુસ્તાક રહ્યો છું તેની સમજ પડતી નથી. વર્તમાનની ક્રીયાથી તું આરાધિક છે શું? ૧૫ પંદર ભવના અંત માટેનો તું અધિકારી છે? ધન્નાજી જેવા ઉગ્ર ક્રિયાના કરનારને પણ સ્વાર્થ સિદ્ધ, ત્યાર બાદ માનવભવ, ત્યાર બાદ મોક્ષ મેળવી શકયા તો તારી રહેણી કરણી, તારી શક્તિ, પ્રવૃત્તિ, પ્રણામ કયા હિસાબે છે? એકડા વિનાના મીંડા જેવી વ્યર્થ કરણી તારી છે, તો હે મોક્ષાધિકારી! મોક્ષને મેળવવા તૈયાર થએલ ઉમેદવાર! તારે હવે તારી રિદ્ધિ, સિદ્ધિનો ત્યાગ કરી શકય તેટલી શીઘ્રતાથી આત્મ પ્રવૃત્તિ આદર. પૂર્વ સંચિત કર્મદલોનો પશ્ચાત્તાપ દ્વારા નાશ કરી, સ્વચ્છ થઈ, પ્રતિદિન આગળ ધપ, અને મોક્ષ કેવી રીતે, કયારે મળે તેની નિરંતર માળા ફેરવ.

## શેરને માથે સવાશેર

ઉદારીક શરીર નિત્ય નવનવાં પકવાન્ન અને સત્વો ચુસે છે, અને તેમાંથી મળ, મૂત્ર નિપજે છે તે માલીકને નાંખી દેવાની ભયંકર આજ્ઞા કરે છે. શહેરમાં કે સભામાં, રાત્રે કે વરસાદની હેલીમાં, ક્રોડપતિને કે ચક્રવર્તીને ગમે તેવા કટુક પ્રસંગે પણ હુકમ કરે છે, કે માનવ, હે ગુલામ! મ્હારાં મલ મૂત્રને પરઠવીદે નહિતો હું તને સતાવીશ. તેના ગુલામને હજારો કામ પડતાં મૂકીને હુકમનું પરિપાલન કરવું પડે છે. દાસ દાસીઓ હોવા છતાં શરીર રૂપી શેઠનો હુકમ સ્વયં પોતાનેજ પાલન કરવો પડે છે. અરે સ્વાર્થી શરીર! દશ રૂપિએ શેરની મીઠાઈ અને પાંચ રૂપિએ શેરના સરબતનું તને સેવન કરાવવા છતાં આવો વિચિત્ર હુકમ કરતાં તને શરમ આવતી નથી? શેરને માથે સવાશેર અવશ્ય હોય છે તે તું નકકી સમજજે. રાવણના માટે રામ જનમ્યા હતા. તેમ તારા માટે હું જનમ્યો છું, વિશેષ મગરૂરી કરીશ તો તારા કરતાં મ્હારી અનંત ઘણી શકિતના પ્રતાપે તને પરાસ્ત કરીશ. તું પાંચ દશ રૂપીઆના પુદ્ગલોનો સત્વ ચુસે છે ત્યારે હું તારૂં પોતાનું અનંત કીમતી સત્વ ચુસુંછું. જ્યારે તે સત્વ હું ચુસી લઇશ ત્યારે તું પોતે સત્વ ચુસતો બંધ પડીશ. તું સત્ત્વ ચુસીને મળમૂત્ર ફેંકી દેવાની આજ્ઞા કરે છે તો હું ભલે તું ચક્રવર્તિનો, શેઠનો

કે કંગાલનો પીંડ હો, લાખોનો પાલક હો યા લાખોનો નાશક હો, દરેક ઉપર મ્હારી સરખી છાયા છે.—તારો સત્વ ચુસીને તને ફેંકી દેવાની આજ્ઞા કરીશ. તેટલાથી નહિ અટકતાં તને બાળી નાંખવાનો હુકમ આપીશ, છતાં ત્હારો હાડકા ઇત્યાદિનો કંઇ પણ અંશ રહેવા પામશે તો તેને સમુદ્રમાં ફગાવી દેવાનો હુકમ કરીશ. જેથી તારૂં નામ નિશાન પણ રહે નહિ. તે સમયે તારી મગરૂરી મનમાં ને મનમાં સમાઇ જશે, શેર ને માથે સવા શેરનો વિચાર કરી તારી કઠોરતા ત્યાગ. જ્યારથી તારો જન્મ થયો છે ત્યારથીજ મેં તારો પીછો પકડયો છે.

## નવજીવન મંત્ર !

હે ચિદાનંદ ! લખી લખીને ગ્રંથકાર થવાતું નથી, મોટી મોટી વાતો કરવાથી મહુત્તા વધવાની નથી, પ્રણામની પ્રભુતાથી પ્રભુત્વ પ્રાપ્ત થવાનું નથી, વિચાર માત્રથી વીતરાગત્વ મળવાનું નથી, ઉપદેશક હોઇ ઉપદેશ દેવાથી, સુગતિનો ઉત્તરાધિકારી થઇ શકાતું નથી, અન્યનું સામાન્ય ચારિત્ર જોઇ તારે ત્હારા ચારિત્રથી સંતોષાવાનું નથી. બે હજાર સાધુઓ કરતાં તારા આત્માને અધપ્રણામી માન અને તેમના કરતાં ઉચ્ચ ક્રિયા કરવામાં અપ્રમાદી બન. બાહ્ય આડંબરથી આત્મિક લાભની પ્રાપ્તિ થવાની નથી, વિચારવત્ વર્તન ન હોય તો તેવા સદ્‌વિચાર શા કામના ? પ્રણામવત્ પ્રવૃત્તિ ન હોય તો પ્રણામનું મૂલ્ય શું ?

વર્તમાન ફીલોસોફર હર્મન જેકોબીની ફીલોસોફી માત્ર જ્ઞાનરૂપે, કિન્તુ તે જ્ઞાન અમલમાં મૂકાય નહિ તો "ચોર શેઠનો ખજાનો લુંટે છે, શેઠ નજરે જોઈ રહ્યા છે, પાડોશી શેઠને જાગવાની સૂચના કરે છે, શેઠ કહે છે કે 'હું જાગું છું." અને જેવી શેઠની જાગ્રત અવસ્થા (મિથ્યા) છે, તેવી રીતે જ્ઞાનાધિકારી બની અજ્ઞાનીનાં કાર્યો કરે તે જ્ઞાન પ્રાપ્ત કર્યું પણ મિથ્યા છે.

જીવનનો મંત્ર શું છે? તે યાદ કર.

'પ્રભુને કૉલ દીધો તો, કરીશ સત્કર્મ સંસારે.'

ભૂલી તો ગયો નથી ને?

અમુક રૂચીકર અને અમુક અરૂચીકર તેવો શબ્દકોષ ત્હારા હૃદયમાં રહેવો ન જોઈએ. સંયોગ બુદ્ધિ રાખ. કર્મનો સંયોગ તે દ્વારા થશે.

તારી સ્વવસ્તુ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ. તેને તો તેં બરાબર ઓળખ્યાં છેને? ઓળખ. અનંતા કાળથી જોવાની શક્તિ ઉપર અંધકારમય પડદો પડયો હતો. અત્યારે પડદો નથી. સર્વત્ર પ્રકાશ છે. માટે ત્હારી વસ્તુઓને બરાબર ઓળખ, પકડ, અને પુનઃ ખસી જાય નહિ તેની ચિંતા કર. યથાશક્તિ સદુપયોગ કર.

દેવલોકના રત્ન મહેલ, ત્યાંની અપ્સરાઓ, તેમનાં નાટકો, ગાનતાન, ભોગવિલાસ અને ત્યાંની સુખ સામગ્રી પર જ્યાંસુધી ધિક્કાર દ્રષ્ટિથી ત્હેં દ્રષ્ટિપાત કર્યો નથી; તે

સુખોને લત્તાપ્રહાર કરવા તૈયાર થયો નથી; ત્યાં સુધી તું ચારિત્રનો અધિકારી છું ? નથીજ. જ્યારે તેવા સુખોનો આંતરિક વિરોધ તું ન કરે ત્યારે ચારિત્રનો અધિકારી નજ ગણાય તો પછી મનુષ્યના દુર્ગંધમય પુદ્‌ગલોની ઇચ્છાઓ, વાસનાઓ તારા 'નવજીવન' માં સ્વપ્ને પણ ક્યાંથી ઉદ્‌ભવી શકે ?

જ્યાંસુધી તેં પુદ્‌ગલ (ખાવું, પીવું, સૂવું, બેસવું ઈત્યાદિ.) પરની ભોગોપભોગ ઈચ્છાઓનો ઉપશમ કર્યો નથી ત્યાં-સુધી તું પુદ્‌ગલાનંદી તરીકે પુદ્‌ગલ પરાવર્તનમાં ફસાઇ, સંસારચક્રમાં રખડનાર છું.

દોર ઉપર ચાલનાર મદારીને જેટલું જોખમ છે, બલ્કે તેથી વિશેષ જોખમ, સમકિત ધારણ કરી ચારીત્રવાન આત્માને પ્રભુ પંથરૂપ દોર ઉપર ચાલવું દુષ્કર છે. તલ્વાર ઉપર ચાલવું, લોહ ચણા ચાવવા, ત્રાજવાથી મેરૂ પર્વત જોખવો, નખથી પર્વત ખોદવો, ઈત્યાદિ મુશ્કેલ છે, તેના કરતાં ચારીત્ર રૂપી તલ્વાર ઉપર ચાલવાનું કાર્ય અત્યંત દુર્ઘટ છે. ઉપ-રની ઉપમાઓ, અનંત જ્ઞાનમાં તપાસીને શ્રીવીર મહાવીર પ્રભુજીએ આપી છે. તે ઉપમાઓ જ્યાંસુધી તેં માનનીય કરી નથી અને તેમાં જીત મેળવવા પ્રયાસ કેળવ્યો નથી, ત્યાંસુધી તું દ્રવ્ય ચારિત્રની ગણત્રીમાં છે. સત્ય સ્વરૂપ પ્રાપ્ત કર. પદે પદે પાગલપણું ત્યાગ.

મેઘરથ રાજાએ એક જીવની ખાતર શરીર માંસ તરિકે તોલી આપ્યું હતું. તેનું નામ અનુકંપા! તે તો ૪થા ગુણ સ્થાનકના અધિકારી હતા. તું ૬–૭ ના ગુણ સ્થાનકનો દાવો કરે છે તો તારે જીવ દયા માટે શું ઉત્કૃષ્ટ કાર્ય કરવું જોઇએ? ત્હને તારા શરીરપર કેટલી નિર્મળતા–નિર્મોહતા હોવી જોઇએ? જ્યાં શરીર ઉપર મમતા છે ત્યાં આરંભ છે અને જ્યાં આરંભ છે ત્યાં છ કાયનો નાશ છે.

ગજસુકુમાલજીએ, ૪૯૯ શિષ્યોએ, મેતાર્ય મુનિવરે, ધર્મરૂચી અણગારે, ઢંઢણજીએ, ધન્નાજીએ અને શ્રી મહાવીર દેવે શરીર ઉપરથી કેટલી મમતા ઉતારી હતી? ધર્મ રૂચીને કીડીની દયા ખાતર કડવી તુંબડીનું પાન કરવું પડયું હતું. તારે તારી દયા પાળવાની છે તો તે માટે ગમે તેવો આહાર સમભાવે કરવો તે તારા આત્માને શોભારૂપ છે.

શરીરની શાતાવાળાની અંતે દુર્ગતિ જ છે તે નક્કી સમજ. શરીર પરનો મોહ ઉતાર. આ મંત્રને પ્રતિદીન આરાધ અને પૂર્વ જીવનનો પલ્ટો કરી નવજીવન ધારણ કર.

તું દ્રવ્યલીંગી છું કે ભાવલીંગી? પ્રભુની આજ્ઞામાં છું કે બહાર? તારૂં ચારિત્ર આત્માર્થીને ગમે તેવું છે કે કેમ? અનંત જીવો તારી કરણી પ્રમાણે તરી ગયા હશે? બે હજાર ક્રોડ ઉત્કૃષ્ટ નવ હજાર ક્રોડ યતિઓ તારા જેવો જ સંયમ પાલતા હશે? દેવતાઓ તને પ્રશંસતા હશે કે

મશ્કરી કરતા હશે ? બારીકાઇથી વિચાર કર, શુદ્ધ અવલોકન કર.

મિથ્યાત્વી સંન્યાસીઓ ધુણી તાપે છે, ઉંધે મસ્તકે લટકે છે. જ્યારે તેવાઓ તેવી કરણી કરે છે ત્યારે તારે શિવરમણી વરવાની છે તો કેટલી શિઘ્રતાથી, ઉત્કૃષ્ટપણાથી ક્રિયા કરવી જોઈએ ? મરચું મીઠું વેચનાર વ્યાપારી, લક્ષાધિપતિ થવાની આકાંક્ષા રાખે છે, તો તારે કેવલ્યજ્ઞાન પ્રાપ્ત કરવા માટે, ઉંચ્ચ આશા માટે કેટલો ઉદ્યમ કરવો ઘટિત છે ?

પરિણામથી નહિ પણ પ્રવૃત્તિથીજ ઉપરની ક્રિયાના ભાવ દ્રવ્ય રૂપમાં તારા આત્મ ધર્મમાં રંગાએલા હોવા જોઇએ, ઓતપ્રોત થઇ જવા જોઇએ.

કષાય ૧૫ પ્રકૃત્તિનો ક્ષય સંજવલન સુખરૂપ ઉષ્ણ એટલે ધર્મ રાગ અને પાપ ખેદ રૂપ કષાય જલવત્ પાણીમાં લાકડીનો પ્રહાર કરતાં ભાગ થાય પણ તુરત આપોઆપ મળી જાય તેવી રીતે કષાય પ્રસંગે પ્રતિપક્ષ નરમ હો યા ગરમ પણ તારે તો જલવત્ બની ક્ષમા માગવી જોઈએ. અને ત્યારેજ છઠ્ઠા ગુણ સ્થાનકનો અધિકારી બનીશ.

ક્ષુધા, તૃષાના પરિસહો તારી જંદગીમાં ઈચ્છાએ અનિચ્છાએ સહન કરવાનાજ છે તે કંઈ વિશેષ મહત્વની ઘટના નથી " ક્ષુદ્ધા મારી પતિવ્રતા " પણ ક્રોધ, માન, માયા અને લોભ તેમાં સ્વથી લઘુ અશાતના કરે તે સમભાવે સહન કરે તેમાંજ તારો ધર્મ અને તેમાંજ કર્મની નિર્જરા છે.

સ્વજન પરથી મોહ ત્યાગ ગૃહસ્થી સાથે અલ્પ પરિચયી બન. નાનામાં નાનું છીદ્ર પણ સ્ટીમરને નુકશાનકર્તા છે.

જ્યારે તું તપશ્ચર્યા કરે છે ત્યારે ક્ષુધા લાગવા છતાં આહાર ઉપર મનથી પણ ઈચ્છા કરતો નથી અગર જો ઈચ્છા ઉત્પન્ન થાય છે તો તેને જ્ઞાન બળે રોકે છે. તદ્વત્ એમજ માન કે યાવત્ જીવન કષાય ન કરવાની મેં "ભીષ્મ પ્રતિજ્ઞા" કરી છે. તે પ્રતિજ્ઞા નિરંતર યાદ રાખ. પ્રતિજ્ઞા પાલનમાં તત્પર રહે, તપશ્ચર્યાના પારણાની હદ છે. કિન્તુ કષાયના પારણાની હદ નથી. ઉપવાસમાં કદાચ અશક્તિ, નબળાઇ, ઉદાસીનતા આવે છે તેવા ભાવો કષાય–તપશ્ચર્યામાં થતા નથી. બલ્કે તેમાં તો આનંદી ચહેરો, શરીરમાં લોહીનો વધારો, અને મોઢા ઉપર તેજી આવે છે. શરીરની તપશ્ચર્યા કરતાં આ તપશ્ચર્યા અનંત લાભદાયી છે. ક્રોડ પૂર્વની આહારની તપશ્ચર્યા કષાય તપશ્ચર્યાની સાથે ન હોય. સમય માત્ર કષાય આવે તો સર્વ તપશ્ચર્યાને ભસ્મ કરી નાંખે છે. હાસ્ય રતિ અરતિ, ભય, શોક અને દુગંછાને મહાવ્રત માની તે વ્રતમાં દોષ ન લાગે તેનો વિચાર કર. લીલોતરી, કાચા પાણીમાં પગ પડી જાય તો તું પશ્ચાતાપ કરી પ્રાયશ્ચિત લે છે તેમ ઉપયોગ શૂન્યપણે કષાય, રાગ, દ્વેષ, ઉદય, ભાવમાં આવી જાય તો પશ્ચાતાપ કરી પ્રાયશ્ચિત લેઈ શુદ્ધ થા. લીલોતરીની હિંસા તે પરહિંસા છે. કષાય તે સ્વહિંસા છે. તારા જીવનના સેંકડો ત્યાગોને એકત્ર કર. તે ત્યાગોના સમુહ

કરતાં એક કષાયનો ત્યાગ વિશેષ છે. કોડીઓનો ઢગલો અને એક રત્નનો મુકાબલો.

ઉપશમ, ક્ષયોપશમ ક્ષાયક, સમકિતના ૪ ભેદ ઉપશમ કષાયના આવતાં પ્રસંગને સમભાવે આવવા ન દે તો અપમાન. અશાતના કર્તા પ્રત્યે કષાય યા કષાયની ઉદેરણા ૪ થા ગુણસ્થાનકવાળાને ન હોય તો છઠાવાળાને ક્યાંથી હોય? કષાય પ્રત્યે ક્ષમા ગમે તેવા શત્રુને મીત્ર બનાવે છે.

અનંત ભવે ઝવેરાતની લાઇન હાથ આવી છે, રત્નને પત્થરની પરિક્ષા કરી, રત્નને ગ્રહ અને પત્થરને પડતા મૂક.

કોઇ પ્રકારે તારા નીમીત્તે પરાત્માને કષાય થાય, તેવી તમામ પ્રવૃત્તિ રોક.

તારાથી માસખમણની તપશ્ચર્યા, શીતોષ્ણ, આતાપના, ડંસમત્સરના પરિસહો સહન થઇ શકે નહિ તો કષાય પરિસહને જીત તેનો અનંત નફો કેમ ગુમાવે છે?

માનસિક, વાચિક અને કાયિક તમામ પ્રવૃત્તિ સઉપયોગે કર. શબ્દને રત્નચિંતામણી ગણી વાપર.

પગલે, પગલે, મીનીટે મીનીટે, સૂતાં જાગતાં, વારંવાર આત્મ નીરીક્ષણ ( Self examination ) કર. અણધાર્યો કાળ તારી ગફલત દશામાં તને ઉપાડી જશે. આયુષ્ય કર્મનો બંધ ક્યારે પડશે, તેની ખબર પડતી નથી. માટે આર્ત, રૂદ્ર વિનાની તમામ સમયની પ્રણાલીકા વ્યતીત કર.

તારા શરીરની આસપાસ, વિષધર નાગ અહોરાત્રિ ફેરા ફરી રહ્યો છે, તેની પાસે આસુરી શક્તિ છે, તે શક્તિથી તારા માનસિક વિચારોને અશુભ વિષયો તરફ વાળે છે, તને તે તરફ પ્રેરાવે છે, માટે તે વિષધરની તપાસ કર, તેનો આશય તને નીચે પાડવાનો છે. " શરીરને સુખી કરો, તેને શાતા આપો " તેવો તેનો નિત્યધ્વનિ છે.

સર્વ અનંત સિદ્ધો છદ્મસ્થ હતા. તેઓ તે પદને પ્રાપ્ત થયા છે, તો તું શા માટે સિદ્ધ ન થઇ શકે ? તારી ચારિત્ર અવસ્થામાં પુરૂષાર્થની જ ખામી છે.

પુરૂષાર્થ, પુરૂષાર્થનો ભવ્ય ધ્વનિ, અહોનિશ તારા કર્ણપુટમાં પડવા છતાં હજુ પ્રમાદને ત્યાગ કરવાની તારી ચેષ્ટા જણાતી નથી પ્રભુ ' શ્રી વીર ' ના સામ્રાજ્યમાં પુરૂષાર્થી જ પુજાય છે. જે જે મહાપુરૂષો શાસનના પુજનિક બન્યા તેનું કારણ તું તપાસીશ તો તે તે મહાપુરૂષોનો પુરૂષાર્થ જ નજરે પડશે. શ્રી વીતરાગ પથમાં વાટે, ઘાટે પુરૂષાર્થની જ શરણાઈ વાગે છે. કિન્તુ તું સાંભળી શકતો નથી. તેનું કારણ તારી અઘોર નિંદ્રા છે. અલ્પભવી તો આળસ ત્યજી શરણાઇ સાંભળતાં સફાળા ઉઠયા છે તો હે વિરપુત્ર ! તું પણ ઉઠ. તારા આત્માનો દિવાકર અત્યારે ઝગઝગી રહ્યો છે. મોક્ષ મુકટ ત્હારા મસ્તકે ધરવા સમય તૈયાર છે તો આવેલ સમયને વધાવ.

---

# ઉપદેશામૃત.

અનંતા કાલથી જે વિષય કષાયમય સંસારનો સંગ ચાલ્યો આવે છે તેને જ્ઞાનીજ દૂર કરી શકે છે. પાંચમા આરાની ખુબી એ છે કે પાપ કાર્ય, વિષય કષાય સંસારને વધતાં વાર લાગતી નથી. બાલ્ય અવસ્થા નિર્દોષ છે. પણ સુશિક્ષા વિનાની યુવાની દોષ ભાજન છે. જેમ કેળના થડમાંથી યાતો ડુંગરીના શરીરમાંથી એક પછી એક પડ નિકળતાં જાય છે, તેમ સંસારીને સંસાર બંધન એક પછી એક વધતાં જાય છે અને તેમાંજ સંસારીઓ આનંદ માનતા જણાય છે. સંસારનો સ્વભાવ જન્મમરણને વધારનારો છે. સંસારીઓ સંસાર બંધન વધારવા પ્રયત્નશીલ છે જ્યારે ત્યાગીઓ સંસારને જડ મૂળથી ઉખેડી ફેંકી દેવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આકાશ જમીનમાં જેટલો તફાવત છે, જેટલું અંતર છે. તેથી વિશેષ તફાવત, અંતર ત્યાગીઓના અને ભોગીઓના જીવનમાં છે. સંસારીઓનું જીવન રાત્રિસમાન કૃષ્ણ છે જ્યારે ત્યાગીઓનું જીવન પૂર્ણીમાના ચંદ્રવાળું છે. પ્રથમ જીવન એક હતું. હાલ અન્યની સાથે સંકળાયેલું છે. એકત્ત્રતામાં કંઈક વિચાર કરી શકાય. બેમાં બગડવાનો સંભવ છે. અસ્તુ. રાજાઓ થોડા છે. રંક વિશેષ છે. રત્નો થોડાં છે, પત્થર વિશેષ છે. સાક્ષર અલ્પ છે મૂર્ખ વિશેષ છે. એ સૂત્ર તમારી ચક્ષુ સમિપે સૂર્યથી

વિશેષ પ્રકાશ આપી શકે છે. આત્માર્થીજ વિચારી શકે.

" विद्युत् लक्ष्मी प्रभुता पतंग, आयुष्य ते तो जलना तरंग;
पुरंदरी चाप अनंग रंग, शुं राचीए त्यां क्षणनो प्रसंग ?

અનંતી વખત મનુષ્યદેહ મલ્યો, આર્યક્ષેત્ર મલ્યું, શ્રાવકધર્મ, ચારિત્ર સર્વ કંઇ મલ્યું. વિશેષમાં રાજા, પ્રધાન, શેઠ અને સેનાપતિ વિગેરે પદવીઓ પણ અનંતી વખત મળી પણ સાર્થકતા થઇ નહિ. જૈન ધર્મ મલ્યો, ઉત્તમોત્તમ ચારિત્રની પણ પ્રાપ્તિ થઇ. છતાં ભવાંત નજ થયો, વર્તમાનમાં જૈન ધર્મ શ્રાવકપણું અને સાધુત્વ પ્રાપ્ત થએલ છે, તો તેનો ઉપયોગ કરી લેવો તેમાં મનુષ્ય દેહની સાફલ્યતા છે. અનંત પુન્યોદયે આ સંયોગો મલ્યા છે, તો તે સંયોગોને વધાવી લે. છ પાઇનુ શાક બગડે છે તો દિવસ વ્યર્થ જાય છે. કેરીનું અથાણું બગડે છે તો વર્ષ વ્યર્થ જાય છે, અને કજોડું મલવાથી આખી જીંદગી વ્યર્થ વહી જાય છે પણ આ મનુષ્યદેહ સુકૃત્યો રહિત, નિષ્ફળ ગયો તો એક ભવ નહિ પણ અનંત ભવો નિષ્ફળતાને પામશે. તમારૂં વર્તમાનનું જીવન કર્મશત્રુ સાથે હળી મળી ગયું છે તેને તમે સહર્ષ ભેટો છો. અરે મૂઢો! સર્પને ગળામાં રાખી ચમેલીના હારની શોભા માની રહ્યા છો ? રે બાલ જીવો ! આ કર્મોએ તમોને અનંત વખત પાયમાલ કરી નાંખ્યા છે. અરે ! તમને પોતાને એક કોડીના અનંતમા

ભાગની કિમ્મતે વેચ્યા છે. નર્કની અનંતી ભૂખ, તાપ, તરસ સહન કરવાની ઇચ્છા તમે શી રીતે રાખી શકો ? તે તો તમને મારીજ નાંખશે. એક વખત પ્રખર તાપમાં ખુલ્લા પગે ચાલી જુઓ, બે દિવસ ભૂખ્યા રહો, પછી તમે તુલના કરો કે કઇ વેદના વધારે છે. રે બાલજીવ! મનુષ્યભવ નથી શાક, અથાણું જે બગડવાથી પુનઃ પુનઃ વસાવી શકાય.

ફાંસીની શિક્ષાવાળો દૈવયોગે છુટી જાય તો તેને અત્યંત આનંદ થાય છે અને પુનઃ ફાંસી મળે નહિ માટે હંમેશાં સુકૃત્યો કરે છે, તેમ તમે પણ નર્કની અનંત ફાંસીઓ ભોગવવી ન પડે તે માટે અત્યારથીજ સુકૃત્યો કરતા રહો.

૧ રસ્તામાં ચાલતાં પારસમણીનાં નાનાં નાનાં નંગો કોઈ જગ્યાએ પડેલાં છે તેમને શોધતો ચાલ. પારસ પ્રાપ્ત થવાથી અમુક વર્ષો માટે સુખ થાય છે પરંતુ વિકલેંદ્રિય જીવો રૂપી પારસ પ્રાપ્ત થવાથી અનંત ભવ સુખ મલે છે.

૨ રસ્તામાં ચાલતાં મરચાંનો ધુમાડો તારા ચર્મ ચક્ષુને સ્પર્શ કરે નહિ, તેથી તું સાવધાન રહે છે અને તેવા રસ્તાથી છેટો ભાગે છે. તે કરતાં જે રસ્તામાં સ્ત્રી સમુદાય રૂપી ટોળાના ઝેરી ( વિષયી ) ધુમાડાના ગોટા અહીંથી તહીં જતા આવતા હોય તે વખતે તારી ચર્મ

ચક્ષુઓને બંધ કરી ભાવ ચક્ષુઓને ખોલીને ચાલ, જેથી તે ધુમાડો તને અશાતા ઉપજાવી શકશે નહિ. મરચાંનો ધુમાડો કલાક, દિવસ માટે દુઃખદાયી છે પરંતુ સ્ત્રીઓના વિષય વિકાર રૂપી વિષમય ધુમાડો અનંતકાળ માટે દુઃખદાયી છે.

૩ રસ્તામાં ચાલતાં સડેલ, મરણ પામેલ પશુઓની દુર્ગંધ સહન નહિ થવાથી નાક આગળ વસ્ત્ર ધરવામાં જેટલું હિત સમજો છો તે કરતાં પુષ્પ પર રાગ લાવી નાક આગળ ધરી સુગંધ લેવાની વૃત્તિને અનંતઘણું અહિતકર સમજજો.

૪ સ્વાદ વિનાનું અન્ન જેટલું દુઃખદાયી નથી, શરીરનો જ્વર વિગેરે જેટલો દુઃખદાયી નથી તેથી અનંતઘણું દુઃખદાયી તે પરિસહોને દૂર કરવાના મનોભાવ છે. જેને વિષ માનો છો તે સત્ય વિષ નથી, પણ જેને અમૃત માનો છો તે વિષ છે.

૫ સર્પ કરડવાની, સિંહ વ્યાઘ્ર, હિંસક પ્રાણીઓ ખાઇ જાય તેવી ભાવના ભાવનાર મનુષ્ય મરતો નથી પરંતુ જે મનુષ્યો વિષય ભોગને અમૃત માને છે તે ભાવના, સંકલ્પ વિકલ્પમાં અનંત દુઃખો રહેલાં છે. તે પ્રવૃત્તિથી અનંત વખત મરવાનાં દુખો એકત્રિત થાય છે તો સાક્ષાત વિષયનું સેવન કરનારાઓની શી ગતિ ?

૬ અગ્નિદાહ, સર્પદંશ, પર્વત પડન અને સિંહ

ભક્ષણ માત્ર એકજ વખત મરણદાયી છે પણ વિષયભોગની ઈચ્છા રાખનાર અનંત જન્મ મરણ, આધિ વ્યાધિના જન્મ દાતા તરીકે કામ કરે છે.

૭ રાજ્યના ગુન્હેગાર તરીકે એક વખત કેદની શિક્ષા થાય છે પરંતુ જે આત્મ ધર્મનો ગુન્હેગાર થાય છે, તેને અનંત વખત નરક, તિર્યંચમાં કેદ અને ફાંસીની શિક્ષા ભોગવવી પડે છે. એક લક્ષ મનુષ્યોને જીતવામાં જે ગૌરવ સમાયું છે, તે કરતાં જે આત્મા ફક્ત પોતાના આત્માનેજ વશ કરવામાં વિજયી નિવડે છે તેમાં સહસ્ત્રગણું વિશેષ ગૌરવ સમાયું છે. ( ઉ૦ અ૦ ૯ ) સંસારમાં મનાતાં કુટુંબ, પરિવાર પૈસાથી વેચાતા મળી શકે છે પરંતુ મનુષ્ય જન્મ અને આયુષ્યની એક પણ સેકંડ વેચાતી મળી શકતી નથી તો તારે તેવા પવિત્ર મનુષ્યા દેહની સાફલ્યતા કેવી રીતે કરવાની છે તેનો વિચાર કર.

૮ " રે બાલ ! કાગ તાડન અર્થે ચિંતામણી રત્ન ફેંકમા "

૯ કાલ પ્રભાવ છદ્મસ્થને કેવળી, ભોગીને ત્યાગી, સંસારીને સિદ્ધ, અને રંકને રાય કરે છે. લીંબોળી કડવી, આંબલી ખાટી, કેરી ખાટી, ટેટી ફીકકી, રાયણ તુરી તે ફળો ઋતુ આવતાં મીઠાં, મધુરાં અને સ્વાદીષ્ટ થાય છે; કડવી લીંબોળી પણ મીઠી થાય છે તે મૂળ સ્વભાવ અને કાલ

પ્રભાવ છે પણ વર્તમાનનું જીવન કે જે બાલજીવનમાં જુદું, સમભાવ દશાવાળું હતું, તેથી વિપરીતતા આણી છે, પૂર્વ કરતાં વર્તમાનમાં વિશેષ: સમભાવ થવો જોઇએ. એકેંદ્રિય ફુળોમાં સમય જતાં સુંદર રૂપમાં પરિવર્તન થાય છે તો મનુષ્ય કે જે પાંચ ઇંદ્રિયનો અધિષ્ઠાતા છે તેના જીવનમાં ક્રમે ક્રમે કેટલું સુંદર ભાવના શીલ પરિવર્તન થવું જોઇએ?

૧૦ ભર દરિઆ ચાલતી આગબોટમાં કાણું પડવા છતાં, રાત્રે ચોર આવવા છતાં જાગે નહિ, આંગળી કોહી હોય છતાં કપાવે નહિ, તે જેટલા બેદરકાર અને સ્વહિતને નુકશાનકર્તા છે તે કરતાં જે આત્મા **પરભવ** જાણ્યાં છતાં કશી તૈયારી કરે નહિ, ક્રિયા અનુષ્ઠાંનો કરવામાં પ્રમાદ કરે તે પોતાના આત્માને જોખમમાં નાંખે છે, રાજાનો કાયદો તોડનારને કેદ યા ફાંસીની શીક્ષા થાય છે પરંતુ શ્રી **'મહાવીર સમ્રાટ'**ની આજ્ઞાનું ઉલંઘન કરનારને જન્મ, મરણુ રીબાઇ રીબાઇને કરવાં પડે છે.

૧૧ દુનિઆની પૌદ્ગલીક વસ્તુ છુપી રીતે લેવી તે ચોરી છે પરંતુ છ કાયની હિંસા તે અનંતઘણી વિશેષ ચોરી છે.

૧૨ રત્નદ્વીપમાં જવા છતાં રત્ન ન લે, દેવ વરદાન આપે છતાં ન લે તે મનુષ્ય કેટલો પુણ્યહીન છે? છતાં સત્ય ધર્મ મળવા છતાં જે આત્માઓ મનુષ્યદેહની સાર્થ-

કતા કરતા નથી તે આત્માઓ અનંતગણા વિશેષ પુન્યહીન છે.

૧૩ કેરી, કાકડી, આંમલીમાં મીઠું, મરચું ભરીને, સ્વાદથી ખાઓ છો તો સ્વાદ કરનાર ખાઉકણ ! એક રતિભર મરચું તારી ચક્ષુમાં આંજ. શો અનુભવ થાય છે? તારા એક જીવને સંતોષવા ખાતર અસંખ્ય નિરપરાધી જીવોના પ્રાણ લુંટવાનો તને શો હક્ક છે? કયા ભવે મુક્ત થઇશ? સ્નાન માટે પાણી ગરમ કરે છે. રે શાતા શિતલીઆ! પાણીમાં અસંખ્ય જીવો છે તેને તું અગ્નિમાં ઉકાળે છે, તે જીવોની કાયા તારા કરતાં અનંતગણી નાની છે. તો તું એક દિવસ તપેલામાં બેસી પાણીની માફક ઉકળીને અનૂભવ લે. વેદના થાય છે કાં? તારી શક્તિ તે જીવો કરતાં અનંતઘણી છે છતાં તું ત્રાસ પામે છે તો તે જીવોના ત્રાસની કંઇ કલ્પના આવે છે? કુણી કાકડી બચડ બચડ ખાઓ છો, તો ઓ શૌખીન ! તારી અઢી મણની કાયાનો એક ભાગ સીંહ યા વાઘના મોઢામાં રાખ. શું સમજાય છે? કંપારી વછુટે છે ને? તેવી કંપારી કાકડીના જીવોને તારા મોઢામાં આવતાં વછુટતી હશે?

૧૪ આજકાલ ગરમી વિશેષ પડે છે તેથી વિશેષ સ્નાન થાયતો ઠીક. અરે શાતાનાં પુતળા ! ગરમીમાં બેરૂ ભવાનીનાં શરીર તપી રહ્યાં છે, તેને પાડા, બકરાનાં રૂધીર

કરતાં મનુષ્ય રૂધીરથી સ્નાન કરવું વિશેષ પસંદ છે. તો તમારૂં થોડું લોહી આપી માતાને સ્નાન કરાવો. શો અનુભવ થાય છે ? અલ્પ સુખાર્થે અનંત જીવોની હિંસા કરતાં અટકો.

૧૫ દાળ, શાકમાં મરચું નથી. અલી ! ઓ ! શું થયું ? આંખો ફુટી ગઈ હતી ? લે તારૂં કપાળ ! વિગેરે વાક્ય પ્રહાર કરી, થાળી પછાડી, ઉઠી જાય છે. રસના લંપટીઆ ! ઉપરથી મીઠું મરચું લેવામાં ત્હને શો સ્વાદ આવે છે તે સમજાવશે ? અરે સ્વાદના ગુલામ ! તારા હાડકાનો ભૂકો મેલડી માતાને અતિ પ્રિય છે તો તું તેના આહારને સ્વાદીષ્ટ બનાવવાની ખાતર તારા હાડકાંનો ભૂકો આપ. આપી શકાશે ? ચામડી જીભના સ્વાદ માટે અસંખ્ય અબોલ પ્રાણીના વધ કરવાનું કસાઈ કૃત્ય શા માટે કરી રહ્યો છું ?

૧૬ અન્ન તેજ વિષ્ટા; વિષ્ટા તેજ અન્ન. તો દૂનિઆમાં દૂગંચ્છામય વસ્તુ કઇ છે ?

૧૭ હે શોખિન ! તું બુટને ખીલા, એડીઓ નંખાવી પહેરવામાં, ઉંચી દ્રષ્ટિએ ચાલવામાં તને ઓર રમુજ પડે છે. ભાઈ ! તેથી કીડી પ્રમુખની શી દશા થતી હશે ? કોઈ દિવસ વિચાર કર્યો છે ? તે પ્રાણુવિદારક બુટથી ચાલવા કરતાં બહેતર છે કે તું તલ્વારની ધાર પર ચાલે.

૧૮ સૂર્યનારાયણનો પ્રખર પ્રકાશ એટલો તેજોમય

છે કે આખા વિશ્વને દિવસે દિપકની જરૂર પડતી નથી. પણ તે પ્રખર પ્રકાશને નજીવાં વાદળાં આવરણ કરી ઢાંકી દે છે. તેથી જગતપર પ્રકાશ લુપ્ત થાય છે. જો કે સૂર્ય તો પોતાનો પ્રકાશ જેવો ને તેવો ફેંકી રહ્યો છે. તદ્દવત્ આત્મા પર કર્મરૂપી વાદળનાં આવરણ આવી જવાથી આત્માનું નૂર ઢંકાઈ જાય છે. કિન્તુ તેથી આત્માનું ઑાજસ્ તો ત્રિકાળમાં પણ જતું નથી. તો હે પુરૂષાર્થી ! જો ત્હારે આત્મસિદ્ધિ મેળવવી હોય, ત્હારે અનંતસુખની ભૂમિકાએ પહોંચવું હોય તો શોખ માત્ર, સ્વાદ માત્ર, પ્રમાદ માત્રનો ત્યાગ કર. તેજ અનિષ્ટ કર્મ વાદળ છે. તે કર્મ વાદળ દૂર થશે ત્યારે ત્હારા આત્મામાં ‘ દિવ્ય જ્યોતિ ’ પ્રગટ થશે કે જેની સ્હાયથી તું અનંત આત્મિક સુખ પામીશ.

## ચોરનો થોડો ભાગ કાષ્ટમાં !

૧ કાષ્ટને તથા પગને ભિન્ન માને છે, અનુભવે છે.

૨ કાષ્ટને દુઃખરૂપ માને છે, અનુભવે છે.

૩ કાષ્ટથી છુટવા તીવ્ર ભાવના ભાવે છે તથા પ્રયત્ન કરે છે.

૪ સમયે સમયે તીક્ષ્ણ શલ્યરૂપે માનતો હોઇ મુક્તિનો સમય જોઈ રહ્યા છે.

૫ જેટલો સમય કાષ્ટથી અલગ તેટલું સુખ અનુભવે છે.

૬ સ્વસ્વભાવથી વીપરીત વિભાવમય દશા અનુભવેછે.

૭ જડમાં ને ચૈતન્યમાં ત્હને શું લેશ માત્ર ભિન્નતા અનુભવાઈ છે ?

૮ ચોરને સત્ય સ્વરૂપનું જ્ઞાન છે. ત્હને જ્ઞાન નથી ?

૯ શરીરનો સંબંધ કાષ્ટ રૂપે તદ્દન ભીન્ન છે. તને એકાકીપણું શા માટે જણાય છે ?

૧૦ ત્હને શું દેખાતું નથી ? અન્યત્વપણું ?

૧૧ શરીરને સ્ત્રી, પુત્રવત્ ભીન્ન માને તે જ્ઞાની, સ્ત્રી, પુત્રને પોતાના માનવા તે મિથ્યાત્વ. શરીરને પોતાનું માનવું તે મહા મિથ્યાત્વ, સમદૃષ્ટિને સ્ત્રી, પુત્રવત્ શરીર ભિન્ન દેખાય.

૧૨ ભીન્ન જુએ, ગણે તે આત્મા સંસારથી ભિન્ન, ભિન્ન ન જુએ તે આત્મા સંસાર શરીર રૂપ જડ છે.

૧૩ એકતા ત્યાં અનંત સંસાર, અભવ્યત્વ, મિથ્યાત્વ, અને કૃષ્ણ પક્ષ, અન્યત્વ ત્યાં પરત સંસાર, ભવ્યત્વ, સમકિત અને શુકલ પક્ષ.

૧૪ અભવ્યને શરીર પ્રત્યક્ષરૂપે ભિન્ન પ્રતીત ના થાય, ભવીને શરીર પ્રત્યક્ષ ભિન્ન પ્રતીત થાય.

૧૫ કાષ્ટ અને શરીરની ભિન્નતાનો ચોરને જે ખ્યાલ આવ્યો તે ખ્યાલ તને આવે તો સમકિત.

૧૬ શરીરના સંગે નીકટ ભવી લજ્જા પામે છે.

૧૭ થોડો ભાગ કાષ્ટમાંથી છુટવા માટે આનંદ, તો સર્વ બખ્તરમય દશામાંથી છુટવામાં કેટલો આનંદ ?

૧૮ પીયા, પરૂ, લીંટ, લાર, લોહી આદિ પાંચ ઇંદ્રિયોના મલ નષ્ટ થવાથી કેટલો આનંદ? તો તેવા વિકારમય શરીરના નષ્ટથી કેટલો આનંદ?

૧૯ $\frac{\text{કેદખાનું}}{\text{શરીર}}$ $\frac{\text{કેદી}}{\text{આત્મા}}$ $\frac{\text{ચોરી}}{\text{વિષયવિકાર}}$ $\frac{\text{કેદ}}{\text{ગતિ.}}$

૨૦ ચોરવત્ તને પણ શરીરથી મુંઝવણ થતી હોવી જોઇએ.

૨૧ ચોરને બેડી પર રાગ નહિ, તેમ તને શરીર પર રાગ ન હોવો જોઇએ.

૨૨ તિક્ષણ નાસિકાના ઉપયોગે દવાના મિક્ષ્ચરને ભિન્ન સમજાય તેમ શુદ્ધ જ્ઞાન ઉપયોગે આત્મા શરીરની ભિન્નતાનો અનુભવ થઇ શકે.

૨૩ આ અંગોપાંગ મ્હારાથી ભિન્ન છે, અનાદિની એકતાના યોગે અન્યત્ર દેખાતું નથી.

૨૪ એકાકીપણું ત્યાં અનંતપણું છે, અનેકાકીપણું ત્યાં આદિપણું.

૨૫ શરીરની નેશ્રાયે આત્મા છે કે આત્માની નેશ્રાયે શરીર છે ?

૨૬ શરીર ભાવે સંસાર, આત્મભાવે અસંસાર. શરીર ભાવે બંધ, આત્મભાવે મોક્ષ.

૨૭ પોપટ સુવર્ણના પિંજરને ત્રોડી ઉડી જવા આતુરં છે તને શરીરથી છુટવા તેવી આતુરતા થઈ છે ?

૨૮ વલોવાથી, દોહન કરવાથી છાશ, માખણ જુદાં પડશે. તેમ તને શરીરની જુદાઈ દેખાતી નથી છતાં ધુળ ધોયા માફક અવિશ્રાંત પરિશ્રમ કર તો ભિન્નતા માલમ પડશેજ.

## અભવીને મોક્ષ કેમ નહિ ?

૧ નિત્ય વિભાવ દશા ત્યાં પુદ્ગલદશા. પુદ્ગલદશા ત્યાં આત્મદશાનો અભાવ.

૨ પુદ્ગલ દશા જડસંગી દશા. જડસંગી દશા તે સંસાર દશા.

૩ ભવાંત સ્વસ્વરૂપની પાત્રતા સ્વરૂપદશા તે આત્મદશા.

૪ આત્મજ્ઞાન થવું તે ભવ્યનાં લક્ષણ પુદ્ગલ પીપાસા તે ભવ્યત્વથી અનીકટતા.

૫ આત્મદશા એ મોક્ષ, પુદ્ગલ દિશા એ બંધ.

૬ આત્માનંદ તે જ્ઞાનનંદ તે નીકટ ભવ્યતા પુદ્ગલાનંદ તે દેહાનંદ અને તે અભવ્યતા.

૭ અભવ્યમાં અને જડમાં શી ભિન્નતા ? ત્રીકાલ બંને સંસારમાં !

૮ ઘડીઆલ જડ છતાં ચલન શક્તિ રહેલ છે, અ-ભવીમાં–નીજ ચૈતન્ય શક્તિ રહેલ છે.

૯ દુર્ભવ્ય તે અભવીથી નીકટ, ભવીથી અનીકટ.

૧૦ સ્વસ્વભાવ જ્ઞાતા તે ભવ્યતા, વિભાવ અભવ્યતા.

૧૧ વિષય સુખ ઉદાસીનતા તે નીકટ ભવ્યતા. ઇંદ્રીય સુખે તન્મયતા તે અભવ્યતા.

૧૨ પુદ્ગલ સંગે જીવ વટલાય છે, સ્વસ્વભાવે શુદ્ધ રહે છે.

૧૩ સતિત્વ ત્યાં વ્યભિચાર નહિ, વ્યભીચાર ત્યાં સતીત્વ નહિ.

૧૪ વ્યભિચાર તે વિભાવ, સતિત્વ તે સ્વભાવ.

૧૫ પુદ્ગલસંગ તે આત્મ કુશીલ વ્યભીચાર.

૧૬ સીતાનું હરણ થયું હતું, રાવણના કબ્જામાં હતી છતાં તે હસ્ત સ્પર્શ ચણ કરી શકયો નહિ.

૧૭ રાવણના મહેલે હોવા છતાં રામને ભજતી. રાવણના સમજાવવા છતાં સીતા રાવણની ન થઇ.

૧૮ પરિણામે રાવણ હાર્યો, રાજ્ય ખોયું અને માર્યો ગયો, સીતાને રામચંદ્રજી મલ્યા.

૧૯

| સીતા | રાવણ | રાજમેહેલ | હરણ થવું |
|---|---|---|---|
| આત્મા | કર્મયોગ | માંસપીંડ | અજ્ઞાનરૂપ વિભાવદશા. |

| પતિ. | ભજવું | રામ |
|---|---|---|
| સ્વસ્વરૂપરમણ | સ્વાત્મ ઉપયોગ. | મોક્ષ. |

૨૦ આત્મારૂપ શેઠ, કાળરૂપ ચોર, અશાતાવેદની રૂપ કુતરાં, વેદના શ્વાનનું ભસવું, મોહ રૂપ નિંદ્રા કુતરાનો ઉપકાર માનવાના બદલે દવારૂપ ડંડો લેઈ શેઠજી મારે છે. છતાં તે પરોપકારી કુતરૂં વારંવાર ભસે છે. શેઠ લાકડી મારી થાકી જાય છે પણ કુતરૂં સ્વફરજથી ભસવામાં થાકતું નથી. આ અભવ્ય સમદશા ક્યારે છુટશે ?

૨૧ તું સમયે સમયે પુદ્દગલની ઇચ્છા રાખે છે, મોહ રાખે છે પણ તે તને સમયે સમયે ત્યાગે છે.

૨૨ ચાર ગતિ તે પુદ્દગલ પર્યાય છે, આત્મા સ્વદ્રવ્યે સર્વ સ્થાને સમાન છે.

૨૩ આત્મા સંસારમાં આ સિદ્ધ અવસ્થામાં શુદ્ધ સ્વરૂપે કાયમ છે.

૨૪ પાણી સ્વચ્છ છે, રંગીન શીશીમાં ભર્યાથી રંગીન પાણી દેખાય છે, આંખ સ્વચ્છ છે, રંગીન ચશ્મા પહેરવાથી વાતાવરણ રંગીન દેખાય છે બાકી પાણી અને આંખ મૂલ સ્વરૂપે કાયમ છે.

૨૫ આત્મા (પાણી) કર્મ (શીશી) લોલીભૂત થવાનો અનાદિકાળનો સ્વભાવ છે. શીશી પાણીને પોતાના રંગ સમ બનાવે છે.

## સિદ્ધને શું સુખ ?

૧ કુવાનો દેડકો સમુદ્રનું માપ કેવી રીતે કાઢી શકે ?

૨ પૂર્ણ સ્વરૂપ અપૂર્ણના જાણવામાં કેવી રીતે આવે ?

૩ અંધ ઘુવડ સૂર્યના પ્રકાશને કેવી રીતે જાણી શકે ?

૪ સમ્યક્ દશાનાં સુખ ન સમજાય તો સિદ્ધ સુખ તે કયાંથી સમજાય ?

૫ શ્રેણીકાદિ અ. સં. સમકિતી નરકમાં કેવી રીતે સમભાવે રહેતા હશે ? જ્યારે ચતુર્થ ગુણસ્થાનનું સ્વરૂપ ન સમજાયું તો સિદ્ધનાં સુખો કેવી રીતે સમજાય ?

૬ તીર્થંકર પ્રભુઓ પણ મોક્ષ સુખને વર્ણવી શક્યા નથી.

૭ સિદ્ધતા ત્યાં પૂર્ણતા.

૮ માછલું જન્મતાંજ તરે છે તેમ સમકિતીનો પણ તરવાનો સ્વભાવજ છે.

૯ વિચારવું લખવું છોડ, કર્મતોડ નિવૃત્તિ જોડ.

૧૦ વિચાર પ્રમાદનું ઘર છે અનંતકાળ વિચારમાં કાઢયો, વિચાર વર્ગણા તે રૂપી અને હેય છે.

૧૧ વીતરાગ દશાનો અનુભવ કર, લોકના પુદ્ગલ લોકમાં દોડધામ કરે છે.

૧૨ હવે શું જોવું છે ? સમુદ્રને જોયા પછી બિંદુમાં શું જોવાનું છે ?

૧૩ ઘરમાં સૂર્ય છતાં આગીઆ માટે દોડધામ શા માટે કરે છે ?

૧૪ વાસના કુતરાં વાસમાં આવજા કરે છે તેમાં શું જુએ છે? સ્વભાવ તે સ્વસ્વભાવ છે, વિભાવમય કુતરાં ભસે છે.

## સ્વસ્વભાવ.

"મુખથી જ્ઞાન કથે અને અંતર છુટ્યો ન મોહ;
તે પામર પ્રાણી કહે, માત્ર જ્ઞાનીનો દ્રોહ" (શ્રીરાયચંદ્ર)

૧ સર્પવત્ વિષયભોગ અસ્પર્શનીય લાગે તો આત્મજ્ઞાન સમજ.

૨ મુખમાંથી અફીણ કાઢયા વિના સાકરનો સ્વાદ આવી શકે નહિ. તેમ વિભાવ ભાવ ત્યજ્યા વિના સ્વભાવાનંદ આવી શકે નહિ.

૩ ભવાભિનંદીને વિષય અમૃત તૂલ્ય લાગે છે, સ્વભાવાનંદીને વિષયો ઝેર તૂલ્ય લાગે છે.

૪ વિભાવ દશાવાળાને શાબ્દીક જ્ઞાન છતાં વિષય પ્રીય લાગે છે, વર્તમાનની તારી આત્મજ્ઞાન દશા ફોકટ.

૫ વિષય રૂચી ઘટે તો અજ્ઞાન ઘટે, વિશ્વાસ તેટલી પ્રવૃત્તિ કાં નહિ? શ્રદ્ધા પરમ દુલ્લહાનો શો અર્થ?

૬ સત્ય વિશ્વાસુ ખેડુત છે, ભૂખે રહી, ધાન્ય વાવી લણવાનો વિશ્વાસ રાખે છે તે અપેક્ષાએ આત્મસુખ વિશ્વાસુમાં કેટલી ત્યાગ વૃત્તિની દ્રઢતા હોવી જોઇએ.

૭ જળ જોઈ મૃગો વિશ્વાસે દોડી પ્રાણ અર્પે છે તો તને સ્વસ્વભાવમાં કેટલી શ્રદ્ધા હોવી જોઈએ?

૮ ઠગ પરને ઠગે છે, તું શાહૂકારરૂપે સ્વનેજ ઠગે છે.

૯ ઈષ્ટ પર જેવી દ્રષ્ટિ પડી તેવી દ્રષ્ટિ અનિષ્ટ પર કોઈ સમયે પડી ( પાડી ) હતી ?

૧૦ પ્રસંશક સમ નિંદકના ગુણુ હર્ષ ભાવે કર્યા યાદ છે ?

૧૧ નિરસને સરસ માની તેનો સહર્ષે સ્વીકાર કર્યો હતો ?

૧૨ પ્રશંસકની નીંદા અને નીંદકના ગુણગ્રામ કોઈ વખત કર્યા છે ? આત્મા સિવાય અન્ય કોઈ સાક્ષી નથી.

૧૩ જ્ઞાનીએ સમજાવ્યા છતાં સોયવત્ પુદ્ગલ ચુંબકને કાં વળગી રહ્યો છે ?

૧૪ મકોડા તુટે પણ છુટે નહિ તેવી શું ત્હારી દશા નથી ?

૧૫ ચાલુ પ્રવૃત્તિ મહા મોહનીની બદકે તેથી વિશેષની નથી ?

૧૬ ભવી અને ચરમ પુદ્ગલ પરાવર્તનવાળાં તારાં શાં લક્ષણુ છે ?

૧૭ હાથીના બે પ્રકારના બે દાંત વત્ ત્હારી સ્થિતી નથી?

૧૮ વૈરાગ્યભાવ અનંત વાર આવ્યો કિન્તુ આત્મભાવ વિના અનંત સંસાર રખડયો.

૧૯ ત્રેવિશ વિષયને તથા મનને ૨૪ મહા દંડક તરિકે

કેટલી વાર અનુભન્યા? વિષયમાં વિષ વૃત્તિ કેટલી વાર અનુભવાઈ?

૨૦ પ્રણામ તે પત્થર, અને પ્રવૃત્તિ તે પારસ છે.

૨૧ આત્મરમણ તે જ્ઞાન ચેતના, પુદ્ગલ રમણ તે કર્મ ચેતના.

૨૨ બેમાંથી એક ચેતના આત્માને સમયે સમયે ચાલુ છે. તું કઈ ચેતનામાં છે?

૨૩ આત્મ ઉપયોગ સિવાયનો સમય માત્ર અનંત કર્મ બંધાવનાર કર્મ ચેતના છે.

૨૪ હર્ષ અને શોક કરવો તે બંન્ને વિભાવ દશા છે, નિંદા અને પ્રશંસા પ્રત્યે સમભાવ તેજ સ્વસ્વભાવ છે.

૨૫ પરભાવ છોડ, સ્વભાવ ગ્રહ. બધી પ્રવૃત્તિ સ્વસ્વભાવે કર. મોક્ષ તૈયાર છે.

૨૬ પાણીવત્ શીશીના રંગ પ્રમાણે બદલાવું મૂકી દે. વિભાવના ચશ્મા છોડ, સ્વસ્વરૂપના પહેર.

૨૭ ગુફામાં ગયો કે અંધારૂં, બ્હાર આવ્યો કે અજવાળું. અજ્ઞાનની ગુફામાં જવું છોડ. જ્ઞાન મહેલમાં રમ.

૨૮ આ તે શિવપંથનો કપાતો રસ્તો છે કે શિવ પંથમાંથી કપાઇને સંસાર તરફ વધતો છે? તપાસ.

૨૯ સ્વભાવને વિભાવ અને વિભાવને સ્વભાવ માનવાની ક્યાં સુધી પ્રવૃત્તિ કરીશ?

૩૦ હે નેત્રવાળા ! દિપક લેઇ કૂપમાં કાં પડે છે ? જ્ઞાનીનો સ્હેજ તો વિશ્વાસ રાખ.

૩૧ એક વખતની ખેતી, સાદી અનંતનું લણવું. એક વખતની અશાતા, સાદિ અનંતની શાતા.

૩૨ પારસ લોઢાને સૂવર્ણ બનાવનારૂં સાધન છે તેમ જ્ઞાન આત્માને પરમાત્મ બનાવનારૂં સાધન છે.

૩૩ પ્રત્યેક સમયે વિચાર, સ્વભાવમાં છે કે વિભાવમાં ?

૩૪ પ્રાપ્ત થએલ સંજોગોનું ભવિષ્ય જરી વિચાર.

૩૫ અરૂપીને વળી આ રૂપી લાકડું ક્યાંથી વળગ્યું ? અરૂપીપણું વધે છે કે રૂપીપણું ? વિચાર.

૩૬ આત્મતત્વ શિવાય કયા તત્વમાં મોહ પામે છે ? આત્મગુણ સિવાય કયા ગુણથી રમે છે ?

૩૭ અનંત વખત પુદ્દગલમય બન્યો, એક વખત આત્મામય બન.

૩૮ અનંત વખત વિભાવમાં સડયો, એક વખત સ્વસ્વભાવમાં મ્હાલ.

૩૯ આત્મકલ્યાણ ક્યારે કરીશ ? કરે તો આ જન્મે અંત છે.

૪૦ બે હજાર સાગર બાદ થાવરમાં જવું પડશે, ત્યાંની સ્થિતી અનંત કાળચક્રની છે.

૪૧ સ્વસ્વભાવે સિદ્ધતા, વિભાવે વિકલેંદ્રિયતા.

૪૨ અનંત પુદ્ગલ પરાવર્તનથી હારેલ શાશ્વત રાજ્ય મીનીટોમાંજ લે તો તને મલે છે.

૪૩ પાંચ ઇંદ્રિયની ખણુજ તે કોડના રોગ સમાન છે, લુંટનો ધંધો છોડી રાજગાદ્દીનો અધિકારી બન.

૪૪ સ્વસ્વભાવ અમૃત હોવા છતાં વેળુના કોળીઆ સમાન નિરસ લાગે છે. આ–તે–શું ?

૪૫ ત્હારા સિવાય તને સમજાવનાર અન્ય કોઈ નથી. જ્યારે ત્યારે ત્હારે સ્વયં સમજવું પડશે.

૪૬ અનંતજ્ઞાની ત્હારાથી–સંસારથી ખેદ પામી, દયા ખાઇ સ્વસ્વભાવ, સ્વસ્થાને સિદ્ધ થયા.

૪૭ તારા બકવાદ માત્રમાં અનંતજ્ઞાની સિદ્ધ થઈ ગયા માત્ર તું અને તારો મિથ્યા પ્રલાપ–બકવાદ રહી ગયો. હવે જ્ઞાની તારી છાયા માત્ર લેનાર નથી.

૪૮ ચાતક સરોવર છતાં તૃષિત, સૂર્યનો ઉજ્વળ પ્રકાશ છતાં ઘુવડને અંધકાર તે શા માટે ?

૪૯ તને અનંત વખત મારી મારીને કર્મફળ બતાવનાર અનંત પરમાધામી પણ સિદ્ધ થઇ ગયા છતાં તું સમજ્યો નહિ.

૫૦ પતંગ દીપક માટે પ્રાણાર્પણ કરે છે તો તારે તારા સ્વસ્વભાવે શું કરવું જોઇએ ?

૫૧ ઈંદ્રિયો સંસારમાં ઈંદ્રાણીપણું ભોગવે છે.

૫૨ ચૌદ રાજલોકના વીખુટા પડેલા સ્નેહીઓને પુનઃ મળવાની ઈચ્છા છે ?

૫૩ ચૌદરાજને સ્નેહ તજ, શિવપંથને ભજ, શાશ્વત માગ, અશાશ્વતે આગ.

૫૪ પુદ્‌ગલાનંદે વિરમ, આત્માનંદે રમ, સ્વસ્વભાવ સાધ, પરભાવ કાઢ.

૫૫ પુદ્‌ગલે વાસ, તો શિવસુખે નાસ, પુદ્‌ગલની વાત આત્માની ઘાત.

૫૬ પુદ્‌ગલે પુરો, સંસારે શુરો, સંસારે પુરો, સ્વસ્વરૂપે અધુરો.

૫૭ સ્વસ્વરૂપે અધુરો, તેનો સંસારે ચુરો, પુદ્‌ગલ ગોચર, જ્ઞાન અગોચર.

૫૮ વિભાવેવાસ, સ્વસ્વભાવે નાશ; વિભાવે રાચો, સ્વસ્વભાવે કાચો.

૫૯ પુદ્‌ગલ સુહાયો, જ્ઞાન ગુમાયો.

૬૦ વિચાર વૈતરણી, કાર્યભવ નીસરણી.

૬૧ વિચારે મગ્ન, કાર્યે નગ્ન.

૬૨ વિચારવું છે કે કરવું છે ? ભણવું છે કે ગણવું છે ?

૬૩ નિવૃત્તિ તે આત્મપ્રવૃત્તિ છે, પ્રવૃત્તિ તે આત્મનિવૃત્તિ છે.

## ધ્યાનની સામગ્રી.

૧ અસંગીપણું વિચાર, સિદ્ધના સુખનો, ભવ્યતાનો વિચાર.

૨ આત્મસુખ ક્યાં છે? આત્મા તે પરમાત્મા કેવી રીતે થાય? વિચાર.

૩ આત્મજ્ઞાન તેજ પરમધ્યાન. પ્રભુ મહાવીરે શું કર્યું હતું?

૪ તું મહાવીરનો અનુયાયી છે? મહાવીર વચનપર તને શ્રદ્ધા છે? તારે મહાવીર બનવું છે?

૫ વિતરાગ દશા વિચાર, આત્મજાગૃતિ કર, શરીર રૂપ રમકુડાં સાથે ક્યાં સુધી રમીશ?

૬ પિંજરમાં ક્યાં સુધી પુરાઈ રહીશ? માંસપીંડમાં ક્યાં સુધી મઝા માણીશ?

૭ અમીરનો ફકીર કાં બને છે? હજુ કેટલીવાર અમીરનો ફકીર થવું છે?

૮ શું તું આ બંગલાને, ઝુંપડાને સાદિ અનંત માને છે? જગતમાં આથી વિશેષ આશ્ચર્ય કયું?

૯ પુદ્‌ગલ સ્વભાવ છોડયા સિવાય સ્વ સ્વભાવનો આનંદ નહિ આવે, એક સમયે બે કાર્ય ન થાય, એક મ્યાનમાં બે તલવાર ન સમાય.

૧૦ હે કોડીઆ! હવે ખણવું મૂકી દે, જો તો ખરો કોડનો રોગ વધે છે કે ઘટે છે?

૧૧ કુંભાર ગધાડા પર સ્વારી કરી શકે પણ ઉલ્ટુ આ તો ગધાડું કુંભાર ઉપર સ્વારી કરે છે.

૧૨ પુદ્‌ગલરૂપ ગધાડું આત્મારૂપ કુંભારને, રાગ-

દ્વેષરૂપ બે દંડ લઇ, વિષયવાસના રૂપ ચોકડાથી વશ કરી કુંભારને જેમ તેમ દોડાવે છે. વાહ કુંભાર! તારી પાસે ગધાડું કામ કરાવે છે.

૧૩ હું કુંભાર, પુદ્ગલ ગધાડાની સંગે રહેતાં તારી આટલી ફજેતી થઇ તેટલી ફજેતીથી શું ધરાયો નથી? કે વિશેષ ફજેતીના ફાળકે ચઢવા માગે છે?

૧૪ ઇરીયાસુમતી વખતની ભાવના આત્માનું અ-યોગી અડોલ સ્વરૂપ હોવા છતાં રાગ દ્વેષે કર્મ શરીર ડોલાયમાન થાય છે ને છકાયની ઘાત કરતું મશીન લેઇને જ્યાં ત્યાં ફરવું પડે છે. ધન્ય તે અરૂપી અવસ્થાને.

૧૫ હે શેઠજી! કલમથી તમે લખશો કે આ દમ-ડીની કલમથી તમે પોતે લખાશો?

૧૬ હે સુતાર! કર્મરૂપ લાકડાને તું વેરીશ કે લાકડાથી તું વહેરાઈશ?

૧૭ અરે કુંભાર! માટીને તું કુટીશ કે માટી તને કુટશે?

૧૮ હે સોની, લુહાર! તમે ઘડશો કે ઘડાશો?

## મૌન.

૧ મૌન તે મોક્ષનો અનુત્તર માર્ગ છે, વિભાવ દશાને ત્યાગી સ્વભાવમાં લાવનાર સ્થંભ સમાન છે.

૨ મૌન, સ્વભાવમાં રમણ કરવાનો ઉપદેશ કર્તા

નિશ્ચય ગુરૂ છે, આત્માનો સ્વ સ્વભાવ છે.

૩ મૌન તે વીતરાગ પદનો અનુભવ કરાવનાર છે, વિષય, કષાયને નાશ કરનાર મૌન છે.

૪ મૌન તે વિષય કષાયને રોકવાનું કેન્દ્રસ્થાન છે.

૫ મૌન સમુદ્ર સમાંન ગંભીર છે, નદી સમાન બધા ગુણો તેને વરે છે.

૬ મૌન તેજ ભગવાન મહાવીરનું મુનિપણું હતું.

૭ મૌન તે આત્મસમાધિનો ગુપ્ત મંત્ર છે.

૮ ગૃહસ્થોની ગુલામી તજાવી શેઠાઈનો દાતા છે.

૯ ભેદભાવનાના મુલ બીજ રૂપે છે.

૧૦ મહાવીર પ્રભુએ ૧૨ વર્ષ સુધી મૌન કેળવ્યું પછી કૈવલ્ય જ્ઞાન.

૧૧ મૌન—નમૌ—નમઃસ્કાર કરવા યોગ્ય છે.

૧૨ મૌન તે ધ્યાન, સ્વસ્વરૂપ રમણ આત્મ સમાધી છે.

૧૩ મૌન તે આત્મ જ્યોતિ, ધ્યાન અને નિર્જરા.

૧૪ અનંત ભૂત, અને ભવિષ્યના તીર્થંકરો મૌન ગ્રહી અપૂર્ણના પૂર્ણ થયા અને થશે

**ભેદ ભાવના.**

૧ ભેદ ભાવના તે શરીરથી ભેદ કરાવનાર છે.

૨ સ્વભાવ રમણતાનું મુલ છે.

૩ સમયે સમયે સત્ય જ્ઞાન દાતા નિશ્ચય ગુરૂ છે.

૪ વિષય, કષાયની નિવૃત્તિ કરાવનાર છે.

૫ રૂપીને અરૂપી, કર્મ સહિતને કર્મ રહિત, સંયોગીને અયોગી બનાવનાર છે.

૬ વીતરાગ દશાની નીસરણી છે, સિદ્ધ સુખની વાનગી છે, કેવળ જ્ઞાનનો નમુનો છે.

૭ અનાદિ અનંત તીમીર ગુફામાંથી કાઢનાર છે.

૮ વીતરાગ ભાવ આત્મમાં ચિતરવા સમાન છે. નિકટ ભવીજ ભેદ ભાવના ભાવી શકે છે.

૯ ભવનો અંત કરનાર, મોક્ષ અર્પણ કરનાર છે.

૧૦ ભેદ જ્ઞાન તેજ સંયમનો સાર છે, ભેદ જ્ઞાન તેજ યથાખ્યાત છે.

૧૧ ભેદ જ્ઞાન તે લઘુ કેવળ દશા છે.

૧૨ શ્વાસોશ્વાસ વિના જડતા તેમ ભેદ જ્ઞાન વિના અજ્ઞાન રૂપ જડતા

૧૩ 'અપ્પાણું ભાવે માણે વિહરઇ' તે ભેદ જ્ઞાન.

૧૪ ભેદ ભાવ વિના અનંત સંસાર, ભેદ ભાવનાથી અનંત સુખ.

૧૫ ભેદ ભાવના તે ભવનાશીની, ભેદ જ્ઞાને અભેદ જ્ઞાન.



## શ્રોતા પ્રતિ સ્મરણો.

૧ પુન્ય પાપના સ્વરૂપને સમજો. બકરી કાઢતાં ઉંટ ન પેસે. તમામ ઘર સંસારનાં કાર્યો હાથે કરો. નોકર પાસે કરાવવાથી "અમે પાપમાંથી બચી ગયા" તેવો ભ્રમ કાઢી નાંખો. મુનિરાજો પોતાનું નાનું તથા મોટું કાર્ય સ્વયં કરે છે. ઉપયોગ શૂન્ય નોકરથી પ્રત્યેક કાર્યમાં વધુ અયત્ના થાય છે.

૨ તમારાથી વિશેષ ન બની શકે તો માત્ર રોજની એક મીનીટ પ્રવૃત્તિ માર્ગમાંથી ઘટાડો. ચાર વર્ષે તમે સંપૂર્ણ નિવૃત્ત થશો.

૩ પોઝીટીવ અને નેગેટીવ બે તારનું મિલન થવાથી વિદ્યુત્ત ઉત્પન્ન થાય છે તેમ સાધુ અને શ્રાવકનું સત્ય સંઘટ્ટન થવાથી સમાજમાં નવું ચેતન પ્રગટશે.

૪ સાધુ, શ્રાવક, સાહિત્ય અને ક્રિયા બધામાં વિકાર થવા પામ્યો છે.

૫ પ્રભુ મહાવીરના જમાનામાં ( હયાતિમાં ) ૧૪૦૦૦ મુનિ ૩૬૦૦૦ સાધ્વી, ૧,૫૯,૦૦૦ શ્રાવક અને ૩,૧૮,૦૦૦ શ્રાવિકા હતા ત્યારે વર્તમાન યુગમાં સાધુ સાધ્વીની સંખ્યા પાંચ હજારની છે એટલે મહાવીરના જમાના કરતાં દસ ગણી ઓછી સંખ્યા થઇ છે. શ્રાવક શ્રાવિકા અગીઆર લાખની સંખ્યામાં હાલ અસ્તિ ધરાવે છે એટલે મહાવીરના

જમાનાં કરતાં બમણી સંખ્યા થઈ. મુનિરાજોના જીવન કરતાં શ્રાવકોના જીવનમાં અનેક ગણો વિકાર થયો છે, થતો જાય છે તેનું આ એક સાદું દૃષ્ટાંત છે.

૬ પંચમ આરાને દુઃખી અને જ્ઞાનીના અભાવવાળો માની નિરાશ થશો નહિ. ચોથા અને પાંચમાં આરામાં તફાવત નથી ઘડો બદલાયો છે પણ ઘીઈ તેનું તેજ છે. તીર્થંકર રત્નના ઘડાસમાન, ગણધર સુવર્ણના ઘડા સમાન, લબ્ધીધારી ચાંદીના ઘડાસમાન ત્યારે વર્તમાનનો મુનિ વર્ગ માટીના ઘડા જેવો ગણાય છતાં અંદરનું ઘી તત્વો શાસ્ત્ર ફરમાનો તો તેનાં તેજ છે. મહાવીર પ્રભુએ જે ગૌતમને સંભળાવ્યું તેજ શબ્દો શાસ્ત્રદ્વારા તમે સાંભળી શકો છો.

૭ શ્રાવકનું ચારિત્ર મુનિને માટે પણ આદર્શ હોવું જોઇએ. ઠાણાંગમાં શ્રાવકને માતપિતાની ઉપમા આપી છે. ઉપાસક દશાંગ શાસ્ત્રમાં "કામદેવ વીગેરે શ્રાવકોએ દેવતાના જે ઉપસર્ગો સહન કર્યા હતા" તે ગૌતમાદિને પ્રભુ મહાવીરે જણાવેલ છે.

૮ વસ્તુની કિંમત નથી પણ સમયની કીંમત છે. મજુર લાખો ઈંટો ઉપાડી જીવન પૂર્ણ કરે છે છતાં તેના તરફ કોઇ દૃષ્ટિપાત કરતું નથી. શ્રી કૃષ્ણે વૃદ્ધ મજુરને મદદ કરવા ઇંટ ઉપાડી આપી તે પ્રભુએ સમોસરણમાં વખાણી અને ગણધરે શાસ્ત્રમાં ગુંથી.

૯ પશુ સંસાર અને કેદી સંસાર સત્ય શ્રાવક યા સાધુ કરતાં પણ વિશેષ પોતાની આત્માને પરવશપણે દમન કરે છે તદપિ તે નિરર્થક છે ત્યારે જ્ઞાન સહિત ક્રિયા કરનાર અંતર્મુહુર્તમાં કેવલપદને નજદીક કરી શકે છે.

૧૦ મૃત્યુ સમયે મનુષ્ય માત્ર પ્રાયઃ નિર્ગ્રંથ બને છે તેવો નિર્ગ્રંથ જીવતાં બને તેજ જ્ઞાની.

૧૧ ઋષભ પ્રભુજીના શરીરને તેમના પૌત્ર શ્રેયાંસ કુમારે શેરડીનો રસ વહોરાવી પોષ્યું હતું ત્યારે મહાવીર પ્રભુજીના શરીરને ચંદન બાળાજીએ અડદના બાકળા વહોરાવી પોષ્યું હતું. મહાવીરને માટે તેમની સાસુએ પોંખેલ નવ રત્ન કરતાં પણ બાકળા કિમતી હતા.

૧૨ મહાવીરને તેમની સાસુએ નવ રત્નથી પોંખી જમાઇ તરિકે સંસારે સગાઈ માની સંસાર વધાર્યો ત્યારે ચંદન બાળાએ ધર્મ ગુરૂ તરિકે અડદના બાકળા વહોરાવી સંસારનો અંત કર્યો. કિંમતી નવ રત્ન કે અડદના બાકળા?

ચંદનબાળાની ગુણ ગ્રાહકતા.

૧ હે જનેતા પદ્માવતી ! તું મને માંસના લોચા રૂપે જન્મ આપી મુક્ત થઇ. ત્યારે મારી માતા મુલાએ મને મહાવીર પરમાત્માનાં દર્શન કરાવી મહાવીર જેવી બનાવી, અને મારા નામને અમર બનાવ્યું. મ્હારા જેવી તુચ્છને તે પ્રભુને દાન આપવા લાયક અને તેથી દેવતાથી પ્રસંશવા

લાયક બનાવી, ત્રીલોકના નાથના શરીરને પોષવાનું મહદ્ કાર્ય મ્હને મલ્યું. મ્હારા પાપોદયે તને અવિધી શીખવી તેમ જગત્ ભલે તને ઠપકો આપે, પણ માતા ! તારી કોઈ ક્રિયાને હું અવિધિ માનતી નથી.

૨ હે પિતા દધિવાહન ! તમે મને ખાનપાનથી પોષી મુક્ત થયા તો હે સત્ય પિતા શતાનીક ! તમે રાજ્ય મહેલ-માંથી જંગલમાં મને મૂકી નહોત, મારા પિતા સામે યુદ્ધ કરી, ત્રાસ ઉપજાવી, મારી માતાને મારી નાંખી, જંગલમાં મને નોધારી અસહાય અવસ્થામાં મૂકી નહોત તો હું ત્રિલોકીનાથને કેવી રીતે દાન કરી શકત ?

૩ હે માતા મુલા ! તારો ઉપકાર મારાથી લેશ માત્ર ભૂલાતો નથી. તારો હું સંપૂર્ણ ઉપકાર માનું છું. તેં મ્હારૂં મસ્તક મુંડાવ્યું નહોત, મ્હને ભોંયરામાં રાખી નહોત, મ્હને બેડી પહેરાવી નહોત. તો ત્રિલોકનાથના શરીરને પોષવાનો ત્રણ લોકને પોષવાનો સુભાગી સમય મ્હને ક્યાંથી સાંપડત ? તારો કેટલો ઉપકાર માનું ? મ્હારૂં આયુષ્ય મીનીટોનું છે જ્યારે તારા ગુણગ્રામ ગાવા માટે અનંત સમય જોઈએ.

૪ હે મારી લોઢાની બેડી ! તારા તે હું કેટલા ગુણ ગાઉં. તું અનંતગણી કીંમતી મને થઈ પડી. રત્નની બેડીઓ મ્હને અનંત સંસારમાં રખડાવી ત્યારે મ્હારી રત્નમયી લોહ બેડી ! તું જડ છે તો પણ મ્હારાં નયનોથી પણ મ્હને અધિક પ્યારી છે. પારસના સ્પર્શથી લોહું

સુવર્ણમય બની જાય છે ત્યારે હે પારસમય બેડી! તેં મ્હારા જેવી માંસની પુતળીને સુવર્ણ, પારસરૂપે નહિ પણ પ્રભુ દર્શને પ્રભુરૂપ બનાવી.

૫ હે મ્હારા વ્હાલા સુપડા! તને તો છાતી સરસું ચાંપી લઉં છું. તું તો ભવદુઃખ ભંજક નિધાન થઇ પડયું છે. દુનિયા તને ઘાસનું માનતી હશે પણ હું તો તને રત્ન-જડિત સુવર્ણ થાળ કરતાં પણ અત્યંત કીંમતી માનું છું. અનંતવાર રત્નથાળમાં જમી અનંત જન્મ મરણનાં અનંત દુઃખો વધાર્યાં ત્યારે હે સુપડારત્ન! ચક્રવર્તિના ચક્ર રત્ન કરતાં પણ તું અનંત કિંમતી છે. ચક્રરત્ન ચક્રવર્તિને નરકમાં લેઈ જાય છે ત્યારે તું મ્હને મોક્ષ માર્ગનું સાધક બન્યું છે.

૬ મ્હારા અડદના બાકળા! તને અડદના બાકળા કહી બોલાવતાં મ્હને લજ્જા આવે છે. હું તો તને મૂક્તા ફળોના નામથી સંબોધીશ. હંસરૂપે મુક્તાફળો ખાઇને અને રાજકન્યા તરીકે મુક્તાહાર પહેરીને જ્યારે મ્હેં અનંત સંસાર વધાર્યો ત્યારે તેં મ્હારા સંસારનો અંત કર્યો. રે અમૃતફળો! પકવાનો! તમારો મ્હેં જેમ વધુ પરિચય કર્યો તેમ મ્હારો સંસાર વધતોજ ચાલ્યો. ધન્ય અડદના બાકળા! તારા સ્પર્શથી હું ત્રિલોકનાથના દર્શન કરી શકી અને પરિણામે તે પ્રભુએ મ્હને સિદ્ધશિલામાં પોતાની શિષ્યા તરિકે પધરાવી દીધી.

૭ અને મ્હારા આંસુડાં! તમને તો હું કેવી રીતે ભૂલું? સ્નેહિના વિયોગે આંસુ ખેરવી અનંત સ્વયંભૂરમણ સમુદ્ર ભરી દીધા તેના બદલામાં અનંત સંસાર રોઈ રોઇને ડહોળવો પડયો. તો હે આંસુડાં ! તમને મોતીનાં આંસુડાં કહું તો પણ ઓછું. મોતીડાંએ મ્હને અનંત દુઃખી કરી ત્યારે હે વ્હાલાં આંસુડાં ! તમે મને અજર, અમર, પ્રભુનાં દર્શન કરાવી, મને અમર બનાવી દીધી.

## અંતર આત્માનું આંદોલન.

રે મોક્ષ યાત્રાના યાત્રાળુ ! જે યાત્રા કરવા માટે શ્રી ઋષભદેવ સ્વામીના શિષ્યોને ક્રોડ પૂર્વનો સમય મુસાફરીમાં લાગ્યો હતો તજ મુસાફરી માટે ત્હને મીનીટનો ક્રોડમો ભાગ પણ મળ્યો નથી, દીર્ઘ સમયવાળા માટે શ્રીઋષભદેવ સ્વામીનો ઉપદેશ "સમય માત્રનો પ્રમાદ કરીશ નહિ" તો તારા અલ્પ આયુષ્યની અપેક્ષાએ કેટલી શીઘ્રતા હોવી જોઇએ ?

૧ જેટલા પ્રમાણમાં ઇંદ્રિઓનું નિર્વિકારપણું છે તેટલા પ્રમાણમાં તારામાં નિરંજનતા આવશે.

૨ જેટલા પ્રમાણમાં પુદ્ગલાનંદપણું છે તેટલા પ્રમાણમાં પુદ્ગલ પરાવર્તનપણું પ્રાપ્ત થશે.

૩ નર્કનાં દુઃખોને તથા દેવલોકનાં સુખોને સમાન માની તું ત્હારૂં પોતાનું અમૂર્તિત્વપણું વિચાર.

૪ સ્વાત્મ ભાવનાની રમણુતા સિદ્ધત્વ છે.

૫ પરભાવની રમણુતા તે પામરત્વ છે.

૬ લઘુ સિદ્ધત્વનો અનુભવ કરવો, થવો તેજ શ્રમણુત્વ છે.

૭ લઘુ વિત્તરાગત્વનો સ્વાત્મમાં અનુભવ થવો તેજ વૈરાગ્યત્વની નીશાની સમજી શકાય.

૮ ઇંદ્રિયોના વિષયોને "અરિ" સમાન માની લેવા તેજ લઘુ અર્હંતત્વ છે.

સૂર્યવત્—સ્વાત્મમાં અજ્ઞાન વિષય, કષાયરૂપી અંધકાર નાશ કરી ઉજ્વલતા પ્રાપ્ત કર અને ત્હારા જીવનને જોતાં, ત્હારાં દર્શન થતાં પ્રતિ માણુસનો અજ્ઞાન અંધકાર ત્હારા મૌન રહેવા છતાં પણુ દૂર થાય તેવો પ્રભામય બન.

પૃથ્વીવત્—સહનશીલ અને જીવોને આધારભૂત, જીવોને માતારૂપ બન.

અગ્નિવત્—ઉજ્વલ કાંતિમય બન, તપતેજથી અગ્નિ જ્વાળાવત્ એકજ દીશામાં ઉંચી દીશામાં સિદ્ધ શિલા અને ત્યાંના નિવાસી સિધ્ધો તરફ ત્હારી અહોનિશ દ્રષ્ટિ રાખ, ઉંચી આંખો કરી તેમના સામું જોઈ લે અને તેમના જેવો તું બન.

કાચવત્—વિશેષ આદર્શ જીવનવાળો બન. મૌનપણે સ્વાત્મ ઉજ્વલતા વધાર જેને નિર્મળ થવાની ઈચ્છા હશે તે લાભ લેશે.

**હાથીવત્**—પરિસહ સમયે સહનશીલ બન. તથા પોતાના પદને યાદ રાખી ભાર નિર્વાહક બન.

**વૃષભવત્**—સ્વલઘુતા સમયે સમયે કરતો, દ્રષ્ટિ રાત્રી યા દિવસે સદા નીચે રાખતો જગત્નો ઉપકારક હોવા છતાં જગતનો ગુલામ બની ભાર નિર્વાહક બની આગળ વધ.

**સિંહવત્**—પરિસહથી નિડર બન આત્મ ધ્યાનના મદમાં મસ્ત થઇ, અવધુત થઇ જીવન પ્રવાહને આગળ વધાર.

**આકાશવત્**—નિરાલંબન જીવનવાળો બન.

**સર્પવત્**—ઇર્યા સમયે તથા એષણા સમયે ' બીલ પ્રવેશ ' નો સમય વિચાર. સર્પ ત્યજેલ કાંચળી સામુ જોતો નથી તેમ સંસારીક વિષયના ત્રેવિશ વિષયને વોસરાવી તેથી વિપરીત દશા ગ્રહણ કર. પરઠાવેલ વિષયને દ્રષ્ટિ માત્રથી પણ નિહાળ નહિ.

**પક્ષીવત્**—અલ્પ ઉપાધિ અને અલ્પ સ્નેહવાળો બન.

**વાયુવત્**—વાયરો જેમ ઉંચ નિચ દીશા જોયા વિના વાય છે તેમ તું પણ અસ્નેહી બની અપ્રતિબંધપણે વિચર.

## શરીરની અનિત્યતા !

દિપકની જયોત સમાન કંપાયમાન આ શરીર છે, સાગરમાં રહેલા જળના તરંગોવત આ શરીર છે છતાં તું તેને ત્હારૂં માલકીનું માની બેઠો છે. તુ તેને નિત્ય માની રહ્યો છે, કંઇક વિચાર ! સાગરોપમ, પલ્ય અને પૂર્વનું આયુષ્ય

અનિત્ય છે તો કલાકો અને મીનીટના આયુષ્ય અધીકારી શરીરને તું કેવી રીતે નિત્ય માની શકે? શરીરની અનિત્યતા તું પોતેજ સમજ નહિ તો તે પોતે જડ હોવા છતાં તને સમજાવશે. શરીરનો મોહ અને તે અન્વયે ઉપજતા રાગ અને દ્વેષને છોડ નહીંતો તારો મૈત્રીભાવ છોડી તને ધક્કો મારી કાઢી મૂકશે. શરીરની તું "યેન કેન પ્રકારેણ" રક્ષા કરે છે છતાં જે તે સમયે અનેક પ્રકારના રોગો ઉપસી આવે છે, સડી બગડી જાય છે માટે સમ્યક્ વિચાર-કર.

આ અનિત્ય માંસના પીંડને બકરાં, ઘેટાંના વાળવત્ ૩।। ક્રોડ રોમરાય છે તેમાં એક એક રોમરાયે પોણા બબ્બે રોગ આધિપત્યપણું ભોગવે છે. તે ઉદયે આવશે ત્યારે ત્હારી સત્તા અને માલીકી કંઈ પણ ચાલવાનું નથી.

અરે ! આ શરીરને નિત્ય માનીને ત્હારાથી આયંબીલ ઉપવાસ વી. કંઇ પણ થઇ શકવાનું નથી તેમજ કરતો પણ નથી. ફુટેલ મૃતિકામાંથી જેમ પાણી સ્રવે છે તેમ શરીર અનિત્યતાનું કામ કરી રહેલ છે.

સર્પને વિશેષ દુગ્ધપાન કરાવવાથી જેમ વિશેષ ઝેરની ઉત્પત્તિ થાય છે, તેમ આ શરીર રૂપી સર્પને શાતા આપવી તે અશાતારૂપ ઝેરની વૃધિ કરવા બરાબર છે. શરીર ઉપર જેટલો મોહ તેટલા પ્રમાણમાં દુઃખાનુભવ.

એક છીદ્રથી જે નાવા સમુદ્ર ઉલંઘન કરવા અશક્ત

નિવડે છે તો આ શરીરરૂપી નાવામાં સાડા ત્રણ કરોડ છીદ્રો છે તે તને કેવી રીતે તારશે ?

જગતના મનુષ્યો મોહ કર્મની પ્રબળ સત્તાને લીધે પોતાના શરીરની સ્થીતિને અનાદિ અનંત "અણુાઇ આપ જંવસીયા" વત્ માનીને નિશ્ચીંતતાથી બેસી રહ્યા છે. સંધ્યાનો રંગ આકર્ષક છતાં થોડીજ ક્ષણોમાં લુપ્ત થાય છે. તેવીજ ઘટના શરીરની છે

શરીર તદ્દન અનિત્ય છે છતાં તેના મોજ શોખને પુરા પાડવાર્થે આત્મા અતિશય જહેમત ઉઠાવે છે. રાત, દિવસ, ટાઢ અને તડકો જોયા સિવાય દૂરનો દૂર જઇ તેને ઇચ્છતી વસ્તુઓ મેળવે છે, અંતે શરીરની રાખજ થવાની છે છતાં તેને માટે કેટલી ચીંતા, ભય અને દુઃખ ! શરીરના મુળ આંશયને સમજ તેને પોષવામાં અન્ય જીવોની ઘાત થાય નહિ તેની સાવચેતી રાખ.

## શરીરની અશરણતા.

૧ જેમ કાચની શીશી ફુટયા પછી બીંદુ માત્ર પાણી ટકાવી શકતી નથી તેમ આ શરીર આત્માને ત્રણે કાળમાં પણ શરણ ભૂત થતું નથી.

૨ ઉત્તમોત્તમ પકવાનની વિષ્ટા કોઇપણ કામમાં આવતી નથી, તેમ આ ઉદારીક શરીર કોઇ ઉપયોગમાં આવી શકતું નથી.

૩ પરૂ અને માંસના વધારાના લોચા ઑપરેશન વિગેરે ક્રિયાથી જ્યારે નષ્ટ કરવામાં આવે છે, ત્યારે કેટલી બધી શાંતિ અનુભવાય છે ? તો જે ઇંદ્રીઓએ પરૂના અનંત સ્વયંભૂરમણ સમુદ્ર તથા માંસના મેરૂ જેવડા ઢગ કર્યા છે તે અશુચીના ભંડાર પૂંજ ઇંદ્રિયોમાં પુનઃ પુનઃ શું મોહ પામે છે ? ત્હારી સ્થીતી અનંત કાળથી ભૂંડવત્ બની રહી છે.

૪ ત્રણે લોકના જડ અને ચેતન્ય પદાર્થો એકત્રિત કરો પણ મનુષ્યના શરીર જેવું દૂર્ગંધમય બીજો એકે પદાર્થ નથીજ. તેના જેવી મલીનતા ક્યાંય નથી.

૫ આ પાંચ ઇંદ્રીયરૂપી "ભંગણો" શરીરને ઉકરડો સમજી તેના ઉપર વિષય વાસનાના ટોપલા લોકમાંથી ખેંચી ખેંચીને નાંખે છે. ઉકરડો નિરંતર વૃદ્ધિ પામે છે અને ઉકરડાનો માલીક ભંગીવત્ આ અજ્ઞાન આત્મા તેમાં ડુલી રહી નિરંતર પ્રફુલ્લ રહે છે.

૬ ભંગણ ટોપલામાં વિષ્ટા ભરે છે, તેમાં કીડાઓ નાચકૂદ કરે છે તેમ, આ ચામડીના ટોપલામાં માંસના લોચાની અંદર ચૈતન્ય આત્મા કીડાથી વિશેષ માંસના લોચા સમ તન્મય બની માંસને સાથે લેઇ કુદાકુદ કરી રહેલ છે.

૭ પાંચ ઈંદ્રિયો તે કાળી નાગણ સમાન છે. આત્મારૂપ મદારી રમત કરી દુધ પાય છે છતાં તે ઈંદ્રીયોજ આત્માનો ઉપકાર નહિ માનતાં નાશ કરે છે.

૮ પુદ્ગલ જ્યારે સ્વસ્વભાવ ત્યજતાં નથી તો હે ચૈતન્ય! તું ચેતન્ય હોઈ વિભાવમાં શામાટે રમી રહ્યો છે? ત્હારો સ્વભાવ અવર્ણ, અગંધ, અરસ અને અસ્પર્શ છે તો વિભાવ હાડ, લોહી અને માંસના ગટરખાનામાં કેદી તરીકે કેમ પડી રહ્યો છે? શરીર ત્હારૂં નથીજ.

૯ ત્હારા ઉપર કોઈ અશુચી, દુર્ગંધમય પદાર્થ ફેંકે છે ત્યારે તે નાંખનાર ઉપર તને અત્યંત ક્રોધ આવે છે તો આ શરીર કે જે અનંત અશુચીની ખાણ છે છતાં તેના ઉપર કેમ ક્રોધ કરતો નથી. તેનાથી અલિપ્ત કેમ થતો નથી?

૧૦ તું જેમ વિશેષ સ્વાદીષ્ટ પદાર્થો આ શરીરને આપે છે તેમ તે વિશેષ દુર્ગંધમય પદાર્થો ઉત્પન્ન કરે છે તો તેવા ગુણચોર, કૃતઘ્ન શરીર ઉપર આટલો તીવ્ર મોહ શા માંટે? ત્હને દગો દેશે ત્યારે તું રડશે તો સવેળા ચેત.

૧૧ શરીરને શાત આપનાર આત્માનો દ્વેષી છે તેવું જ્ઞાનીઓએ કેવળજ્ઞાનદ્વારા જાણી ફરમાવ્યું છે. તે સત્ય હશે? સત્ય લાગે તો વિચાર કર. શરીર કેટલું બેવફા છે! શ્વાન જાતિ ટુકડો રોટલો ખાઈ માલીકનું રક્ષણ કરે છે પણ શરીર કે જેને તું ત્હારૂં માની સારા સારા માલ ખવરાવે છે, રંગ બેરંગી વસ્ત્ર પહેરાવે છે તે ત્હારૂં થતું નથી. તારો અને તેનો વિયોગ મોડા વહેલો છેજ, તો પછી તેવા અનિત્ય નાશવંત અને બેવફા શરીરની ફીકર છોડ, છોડીશ ત્યારે સુખી થઈશ.

## આત્મિક સુખની અપ્રિયતા.

૧ સ્ત્રીને દાઢી, પુરૂષને ગર્ભધારણ અને નપુંસકને શુરતાનો જેમ અભાવ છે, તેમ ભવાભિનંદીને આત્મિક સુખનો અભાવ છે.

૨ રેતીનું મકાન બનાવનાર બાળક રાજમહેલ આપવા છતાં અજ્ઞાનતાથી લેતો નથી તેમ પુદ્‌ગલાનંદી આત્મિક સુખને ઇચ્છતો નથી.

૩ વેશ્યાને સતી ગુણ, કૃપણને ઉદારતા જેમ રૂચીકર થાય નહિ તેમ ભવાભીનંદીને આત્મિક સુખ રૂચતું નથી.

૪ બધીર પાસે ગાયન, અંધ સમક્ષ નાટય પ્રયોગ જેમ નાસ્તિત્વરૂપ પ્રણમે છે, તેમ વિષયાનંદીને આત્મિક સુખની પ્રતીતી થતી નથી.

૫ શરીરરૂપ જંગલમાં, અજ્ઞાન આત્મારૂપ હરણ ઇંદ્રિયોરૂપી પારધીના વિષય કષાયરૂપી તીર કામઠાંથી ઘાયલ થઇ રહેલ છે તેથી શરીરરૂપ સંસારમય જંગલમાં જ્યાં ત્યાં દોડ દોડ કરવું પડે છે.

૬ બાલક પાસે દેવલોકનાં સુખોની વાતો કરવી, અને ભીખ માગતા ભીક્ષુકને ચક્રવર્તી રાજાનું પદ અપાવવા કહેવું તે કથન ઉભયના સન્મુખ મીથ્યા પ્રલાપજ ગણાય તેમ સંસારના રખડુ, લાલચુ આત્માઓને આત્મિ સુખની વાતો કહેવી મીથ્યા પ્રલાપજ ગણાય.

૭ મૃત દેહને ચંદ્રોદયાદિ માત્રાઓ આપવામાં આવે છતાં ચૈતન્ય આવી શકતું નથી તેમ વિષયાનંદી મનુષ્યોને આત્મિક સુખની વિશાળતાનો ખ્યાલ આવી શકતો નથી.

૮ જ્યાં સુધી ભોગ વિલાસો ચંડ કોશીઆ સર્પવત્ વિષમય સમજાયા નથી, આત્મા સર્પ કાંચળી ત્યજી ભાગી છૂટે તેમ ભોગથી બીક પામી પાછો હઠયો નથી ત્યાં સુધી નિશ્ચયથી માનો કે પુદ્‌ગલ પરાવર્તન કરવાં હજુ બાકી છે.

૯ વિષયવાસના ઘટે તો આ ચરમ પુદ્‌ગલ પરાવર્તન સમજવું.

---

## દિક્ષા કુમારીનો પત્ર !

શિવ મંદિર તા૦ સાદિ અનંત.

<u>પ્રિયતમ સત્ ચિદાનંદજી !</u>

આપની આત્મિક તંદુરસ્તી ઇચ્છું છું.

આપ પ્રથમ બાલ્યાવસ્થામાં હતા, તે વખતનું આપનું જીવન વયના પ્રમાણમાં મ્હને સંતોષકારક લાગતું હતું. વર્તમાનમાં આપ યુવાવસ્થામાં પધાર્યા છો. પ્રથમ આપ દસ હજારમાં એકની ગણત્રી રૂપે હતા. અત્યારે........દસમાં એક રૂપે પણ ગણી શકાતા નથી. સ્વામીન્ ! દીલગીર થશો નહિ. આપના જીવનમાં દિલગીરીનો વાસો તદ્દન દૂર હોવો જોઈએ

આપની શારીરિક સંઘયણુની નિર્બળતાને અંગે આ· પના માનસિક વેગો જ્યાં ત્યાં દોડયા કરે છે, તે વેગો જોઇ મ્હને હાસ્ય ઉપજે છે. તેનું શમન કરવાની દવા હું આપને લેખીની દ્વારા મોકલાવું છું તેનો સ્વીકાર કરશો.

આપના દોષોનું વિવરણ કરવું તે મ્હારા જેવી ક્ષુદ્ર બાલિકાને શોભાસ્પદ નથી. છતાં આપ મ્હારાજ છો, તેમ માની દોષો ખૂલ્લા કરી બતાવવા તે મ્હારી આવશ્યક ફરજ છે. તેમ કરવામાં હું પ્રમાદ કરૂં તો આપના આત્માની ઘાતિકા બનું. તેથી આપના દોષોનું વિવરણ આપ એક ચિત્તથી વાંચશો.

આપના જીવન ચરિત્રમાં મુદ્રાલેખમાંના ચૌદ રત્નો છે તેમાંથી મુખ્ય મુખ્ય વિષયો પર આપનું લક્ષ ખેંચું છું.

જીવ સમુદાય વિનાનું એક પણ સ્થળ ખાલી નથી, તો પ્રતિ સમયે હિંસા થાય તે સ્વભાવિક છે માટે અશક્ત પરિહાર દોષ માની ત માટે પૂર્ણ પશ્ચાતાપ કરી પ્રવૃત્તિ ઘટાડશો તો પણ અહિંસાના સૂત્રની આરાધના વિશેષ પ્રકારે જયણા ( રક્ષાના ઉપાય ) કરવાથી થશે. અતિ જરૂર સિવાયની પ્રવૃત્તિ અને જરૂરી છતાં ઉપયોગ વિનાની પ્રવૃત્તિથી અનર્થા દંડ ક્રિયાનો દંડ લાગે છે.

મૃષાવાદ સબંધી આપ અસત્ય જ બોલો છો તેવું લખવાની મ્હારામાં હીંમત નથી પણ હાસ્યકથા, વિસ્મય કથા તથા વિકથાદિ આપને શોભે નહિ કારણ આ અનર્થ દંડ અને અસત્ય જ છે.

ચોરી સબંધી આપ દુનિઆની ચોરી કરતા નથી પણ આપ-પોતાની મહાન ચોરી કરી રહ્યા છો. આપ સ્વશક્તિની ચોરી કરો છો. આપની શક્તિ 'અનંત' છે તેને આપ 'છુપાવો' છો અને તે 'મહાન ચોરી' છે. તપશ્ચર્યામાં, વૈયાવચ્ચાદિ કાર્યોમાં આપ પશ્ચાત જણાઓ છો. આહારાદિની ઈચ્છાઓ અને તેમાં અતિશયપણું તે તિર્યંચ ગતિની નીશાની છે. શરીરની સુકોમળતા તે નપુંસકતાના હેતુભૂત છે. વૈયાવચ્ચ, તપશ્ચર્યા કરવાથી જ્ઞાન વધશે, શારીરિક શક્તિ વધશે, બળ વધશે, માનસિક, વાચિક અને કાયિક શક્તિમાં વિકાસ થશે. આત્માની ઓર ખિલવટ થશે.

ચતુર્થ વૃત પરત્વે આપ જ્ઞાની છો. તત્સબંધી વિશેષ લખવું ઈષ્ટ નથી. છતાં આહારાદિ શુષ્ક તેમજ શુષ્ક વૃત્તિએ આરોગશો-દ્રષ્ટિ કુશીલના બહુ પ્રસંગ મળે છે, તે માટે રૂપ, વસ્ત્ર જોવાનાજ ત્યાગી રહેશો.

આપે જે ચારિત્ર અંગીકાર કર્યું છે તેનો મહિમા વિશ્વ વાટિકામાં ચોતરફ પ્રસરી રહ્યો છે. આપ સ્વયં જાણો છો તદ્‌પિ આપને થોડા કાવ્યના રૂપમાં જણાવું:—

**વર્ષાંતે લેનાર છે, દીક્ષા શ્રી જીનરાય;**
**તેથી સૂરજ ઉગતાં, દાન પ્રવૃત્તિ કરાય.**
**પ્રતિદિન સૂર્યોદય થકી, પ્રહર એક જ્યાં થાય;**
**એક ક્રોડ ને આઠ લાખ, સોના મહોર અપાય.**

એક વર્ષમાં ત્રણુસો, અને અઠ્ઠાસી ક્રોડ;
એંશી લાખ મ્હોરની, સંખ્યા પૂરી જોડ.
બ્રહ્મ કલ્પ સૂર લોકમાં, કૃષ્ણુ રાજીના માંહિ;
અસંખ્યાત લોકાંતિકો, તણા વિમાન કહાય.
એ દેવો જીન વીરને, સમજાવે શું વાત!
સર્વ જીવ હિત તીર્થનું, પ્રવર્તાવો સાક્ષાત્.

આપના ચારિત્રનું ગૌરવ કેટલી વિશિષ્ટતાને પાત્ર છે તે ઉપરના કાવ્ય-ભાવાર્થથી સમજ્યા હશો.

જ્યારે હું નિરીક્ષણુ કરૂં છું ત્યારે મ્હને માલમ પડે છે કે, આપ એક સાંસારીક ભોગીવત્ આહાર ભોગવો છો તે ઇષ્ટ નથી માટે રસાસ્વાદ ત્યાગશો. આધુનિક સમયમાં અમે તે સંપ્રદાયમાં દીક્ષાનાં પ્રકરણો મોટે ભાગે પ્રાપ્ત થતાં સ્વાદીષ્ટ ભોજનો સાથે સંકળાયેલાં છે. વૈરાગ્યથી રંગાએલ મહારથીઓ અપવાદ રૂપ હશે. પણુ વિશેષ ભાગ ઇંદ્રીયોને પોષનારોજ છે. તે દુર્ભાગ્યનો વિષય છે અને ચારિત્ર માટે ઘૃણા ઉત્પન્ન કરાવનારો છે.

પાંચમા મહાવ્રત સબંધી આપને અવારનવાર દોષો લાગ્યા કરે છે. વર્તમાન સમયમાં આ વ્રતનો ગૂઢાર્થ ભાગ્યે જ કોઇ સમજતા હશે. સાંપ્રદાયિક ભેદોથી આગળ વધી પોતાનુંજ મનાવવા પ્રયત્ન થાય છે. ધાર્મીક સ્થળો વાપરવાની પ્રત્યેકને છુટ હોવી જોઈએ છતાં કેટલાયે મહાનુભાવો

તે સ્થળોને કેટલાએ મમત્વથી પોતાની માલિકીનો સિક્કો લગાવી દેઇ તેનાં સાધનોનો યથેચ્છ ઉપયોગ કરે છે, પુસ્તકોનો મમત્વ, વસ્ત્રો માટે મમત્વ, શિષ્યો માટે મમત્વ, કબાટ–તાળાં માટે પણ મમત્વ. સર્વત્ર દ્રષ્ટિગોચર થાય છે. અને તેવા મમત્વો માટે ઘણીવાર વીષમ પ્રસંગો ઉપસ્થીત થઈ સંપ્રદાયમાં ગંભીર સ્વરૂપ ઉત્પન્ન થાય છે અને તે ધક્કો મમત્વી આત્માને પહોંચે છે. આવા મમત્વોથી આપનું ચારિત્ર હણાઈ જાય માટે આપ સાવધ રહેશો. શબ્દ, રૂપ, રસ, ગંધ સ્પર્શનો પરાજય કરો.

રાત્રિ ભોજન માટે આપ ત્યાગી છો તે માટે મ્હારૂં અભિનંદન, પણ જોયાવિના ખાવું, અંધારામાં ખાવું, રાત્રે બનેલ ખાવું, રસાસ્વાદથી ખાવું, સદોષ ખાવું વિગેરેને રાત્રિ ભોજન ગણી શકાય તો તેથી બચશો.

૧ ઈર્યાસુમતિ સબંધી શું લખું ? આપ ગજ ગતિ વીસરી અશ્વની ચાલ પકડો છો પણ " **आयाए धम्मो तु-पयोगे धम्मो** " માં આપ વિપરીતતા આણો છો, વસ્ત્ર, પાત્ર કોઈ ચીજ લેતી, મૂકતી વખતે અલ્પ હલન ચલન કરો. નહિ તો ચારિત્રથી પરાગમુખ થશો. આજ્ઞા વિનાનાં કાર્યો નિષ્ફળ છે.

૨ ભાષા સુમતિ માટે આપને વિચારો ઉદ્ભવે છે પણ વિચારોથી સિદ્ધિ નથી.

૩ એષણા સુમતિ માટે આપ ગૃહસ્થ પર વિશ્વાસ રાખી આગળ વધો છો તેમ નહિ કરતાં પ્રતિદિન, પ્રતિ સમયે, પ્રતિ ગૃહમાં નવી નવી તપાસ કરતા રહો તો આપની બુદ્ધિ તીવ્ર થશે, જ્ઞાન વધશે, અને અનુભવ મળશે.

૪ પ્રતિલેહન સુમતી માટે, દરેક કાર્યો યથા વિધિ પ્રતિલેહન કરવાં આવશ્યક છે પણ તે આવશ્યક કાર્યમાં ઘણી વખત ઉણપ રાખતા હું જોઉં છું તેથી આપ પતિત થશો.

૫ પરઠાવણુ સુમતી માટે આપ અન્ય મુનિ ઉપર વિશ્વાસ રાખી અન્ય પ્રવૃત્તિમાં યોજાઓ છો તેમ નહિ કરતાં આપ જાતે પરઠાવણુ ઇત્યાદિ ક્રિયાઓ કરશો. પરઠાવણુ તે વૈયાવચ્ચ છે. આપથી અમુક કલાકોની વૈયાવચ્ચ બને નહિ તો આ અમુક મીનીટોની વૈયાવચ્ચ કરો. તેમાં " तित्थयर नाम गोत कम्म बंधइ " તો અલ્પ માટે અનંત શા માટે ગુમાવો છો ? પાંચ સુમતીનું કાર્ય મહા બારિક છે તેને આપ સામાન્ય માનો છો, તેમાં આપનો પ્રમાદ થાય છે. વાચિક વેગ મૌનથી રૂંધ્યો છે. માટે શાંતિ.

કાયિક વેગ માટે-" જયં ચરે, જયં ચીઠે, જયં માસે જયં સંજએ, જયં ભુજંતો ભાસંતો,

પાવ કમ્મં ન બંધઇ "

વધુ હવે પછી. હાલ આટલેથી વિરમીશ ૐ શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

લી૦ આપનું સદૈવ શુભ ઇચ્છનાર,
આપની
**સહભાગીની**

---

# ધર્મોપગરણનું અંતર રહસ્ય !

૧ પથરણાને દોરી લપટાએલી છે તેમ મ્હારો આત્મા કર્મ વર્ગણાથી લપટાએલ છે પણ જેમ પથરણા પરથી દોરી છોડી શકાય છે તેમ આત્મામાંથી કર્મ વર્ગણા પુરૂષાર્થથી દૂર કરી શકાય છે.

૨ પથરણા પરની દોરી દૂર થતાં જેમ પુંજણી અને પથરણું વિભકત થઈ જાય છે તેમ કર્મ વર્ગણાની દોરી દૂર થવાથી આત્મા અને શરીર સ્વભાવિક વિભકત થઈ આત્માની મુળ સિદ્ધ અવસ્થા પ્રાપ્ત થઇ શકે છે.

૩ સંકોચાઇ ગએલું પથરણું વિસ્તારવાળું બની જાય છે તેમ પુરૂષાર્થથી મ્હારા આત્માની છુપાઇ ગએલ અનંત શક્તિઓનો વિકાસ થાય છે.

૪ પથરણું જેમ બેસવા માટે આધારભૂત છે તેમ હું જગતના જીવોનો આધારભૂત બનું. ( અને તોજ મ્હારા જન્મની ઇતિશ્રી છે )

૫ પથરણું પાથરવા પૂર્વે પુંજણીથી જમીનને સાફ કરવી પડે છે તેમ સામાયક કરવા પૂર્વે આત્મામાં રહેલ વિષય કષાયરૂપી કચરાને દૂર કરવો પડે છે.

૬ મુખવસ્ત્રિકા જેવી સ્વચ્છ છે તેથીયે વિશેષ સ્વચ્છ

મ્હારા આત્માને બનાવીશ. ત્યારેજ મ્હારા જન્મની અપૂર્વ લ્હાણુ સમજીશ.

૭ મુખવસ્ત્રિકાનું પ્રતિલેહન કરતાં સૂત્ર, અર્થ અને તત્ત્વ જ્ઞાનનો મ્હને પ્રકાશ થાઓ તેવી ભાવના ભાવવી.

૮ મુખવસ્ત્રિકાને ખંખેરતાં સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીયને આત્મામાંથી ખંખેરી નાંખવાની ભાવના ભાવવી.

૯ શરીરે વસ્ત્ર ( ખેસ ) ધારણ કરતાં ક્ષમા, વિનય, સંતોષરૂપી ગુણો ધારણ કરવાની ભાવના ભાવવી.

૧૦ પુંજણીને છોડતાં રાગદ્વેષને છોડવાની ભાવના ભાવવી.

૧૧ પુંજણીને બાંધતાં હીંસા, વિષય અને કષાયની પ્રવૃત્તિને જ્ઞાનરૂપ દાંડીથી બાંધવાની ભાવના ભાવવી.

૧૨ બેસતાં જેમ હું જમીન ઉપર સ્થિર થઈ બેઠું છું તેમ આત્મ ધર્મમાં સ્થિર થવાની ભાવના ભાવવી.

૧૩ 'નવકાર મંત્ર' બોલતાં પંચપરમેષ્ટિના ગુણોની પ્રાપ્તિ માટે ભાવના ભાવવી.

૧૪ 'તીખુત્તો' નો પાઠ બોલતાં આત્માના શુદ્ધ સ્વરૂપને વંદન કરવાની ભાવના ભાવવી.

૧૫ 'ઇરીયાવહી' નો પાઠ બોલતાં ત્રસ તથા સ્થાવર જીવોની સર્વથા પ્રકારે રક્ષા કરવાની ભાવના ભાવવી.

૧૬ 'તસ્સઉત્તરી' નો પાઠ બોલતાં આત્માને પ્રતિદીન વિશેષ શુદ્ધ કરવાની ભાવના ભાવવી.

૧૭ કાઉસ્સગ વખતે શરીરનું ભાન સર્વથા ભૂલી આત્મ રમણતાની ભાવના ભાવવી.

૧૮ લોગસ્સનો પાઠ બોલતાં ચોવીસ તીર્થંકરોના ગુણો યાદ કરી તેવા બનવાની ભાવના ભાવવી.

૧૯ સામાયિક પૂર્ણ થતાં "ધિક્કાર છે મ્હારી વિષય કષાયમય પ્રવૃત્તિને કે આત્મ ધર્મને છોડી સાંસારિક કાર્યમાં પ્રવેશ કરૂં છું." માટે આત્મ ધર્મમાં જીવન પૂર્ણ થાઓ તેવી ભાવના ભાવવી.

# શાસ્ત્ર વિભાગ.

બારવ્રત વ્યવહાર અને નિશ્ચયથી.
ચોદ નિયમ નિશ્ચય ભાવથી.
ચોવિશ તીર્થંકરોનાં નામ શા ઉપરથી પડ્યાં?
ચોવિશ તીર્થંકરોના નામ ઉપરથી ભાવવાનીભાવના.
વહેલા વહેલા મોક્ષ મેળવવાના ૨૩ બોલ.
તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરવાના ૨૦ બોલ.
આઠ કામમાં પ્રમાદ ન કરવાના ૮ બોલ.
સેજ્યાના પ્રકાર.
દસ કલ્યાણીક કર્મ બાંધવાના દસ બોલ;
ચાર પ્રકારની કરણી.
અતિ જ્ઞાન ઉપાર્જન કરવાના ૪ બોલ.
શીયલ વ્રતની બત્રીસ ઉપમા.
દસ પ્રકારની સંજ્ઞા.
ચોદ સ્વપ્નાં.
સોળ પ્રકારની કષાય.
ચિત્ત સમાધિના દશ બોલ.

# બાર વ્રત.

---

## વ્યવહાર અને નિશ્ચયથી.

વ્રત ૧ લું—પર જીવને આપણા સરખા જાણી સર્વ જીવની રક્ષા કરે તે વ્યવહાર અને જે આપણો જીવ કર્મવશે પડયો દુઃખી થાય છે તે આપણા જીવને કર્મ બંધનથી મુકાવવું અને આત્મગુણ રક્ષા કરી ગુણવૃદ્ધિ કરવી તે સ્વદયા એટલે જ્ઞાને કરી મિથ્યાત્વ ટાળી આત્માને નિર્મળ કરે તે નિશ્ચયથી પ્રાણાતિપાત વ્રત.

વ્રત ૨ જું—જુઠ વચન બોલવું નહિ તે વ્યવહાર. અને પૌદ્ગલીક વસ્તુને આપણી કહેવી તે નિશ્ચયથી મૃષાવાદ વ્રત.

વ્રત ૩ જું—પારકી વસ્તુ છુપાવે, ચોરી કરે, ઠગબાજી કરે અને માલીકના આપ્યા સિવાય લે તે વ્યવહાર, અને પાંચ ઇંદ્રીયના ત્રેવીશ વિષય, આઠ કર્મની વર્ગણા ઈ. પર વસ્તુની ઇચ્છા કરવી નહિ તે આત્માને અગ્રાહ્ય છે તે નિશ્ચયથી અદત્તાદાન વ્રત.

વ્રત ૪ થું—જે પુરૂષ સ્ત્રીનો અને જે સ્ત્રી પુરૂષનો મર્યાદાથી ત્યાગ કરે છે તે વ્યવહારથી અને પાંચ ઇંદ્રીયના

ભોગનો ત્યાગ તે નિશ્ચયથી મૈથુન વિરમણુ વ્રત.

વ્રત ૫ મું—ધન, ધાન્ય, દાસદાસી, ચૌપદ, જમીન અને વસ્ત્રાભૂષણુનો મર્યાદાથી ત્યાગ તે વ્યવહારથી અને શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શને મ્હારાં માનવાં તે નિશ્ચયથી પરિગ્રહ વ્રત.

વ્રત ૬ ઠું—છ દીશી ક્ષેત્રની મર્યાદા કરે તે વ્યવહારથી અને ચાર ગતિમાં ભટકવું તે કર્મનું ફલ છે તેમ જાણી ઉદાસીન ભાવે વર્તે તે નિશ્ચયથી દીસી વ્રત.

વ્રત ૭ મું—એક વાર ભોગવવું તે ભોગ, વારંવાર ભોગવવું તે ભોગોપભોગ તેનું પ્રમાણુ કરવું તે વ્યવહારથી અને અનંત જ્ઞાન, અનંત દર્શન આત્માનીજ વસ્તુઓ છે તેનો ભોગ ઉપભોગ કરવો તે નિશ્ચયથી.

વૃત ૮ મું—પારકા માટે આરંભ પ્રમુખ કરવાની આજ્ઞા આપવી તે વ્યવહાર. અને મિથ્યાત્વ, અવિરતી, કષાય યોગ અને પ્રમાદની પ્રવૃત્તિ તે નિશ્ચયથી અનર્થદંડ.

વ્રત ૯ મું—મન, વચન અને કાયાના યોગ નિરારંભપણે પ્રવર્તાવીએ. તે વ્યવહારથી અને જીવના જ્ઞાન, દર્શન, ચારિત્ર ગુણુ વિચારે તેમજ સર્વે આત્માઓના ગુણુની સત્તા એક સમાન માની પ્રત્યેકની સાથે શાંત ભાવે તથા વીતરાગ ભાવે વર્તે તે નિશ્ચયથી સામાયિક વ્રત.

વ્રત ૧૦ મું—મન, વચન અને કાયાના યોગ એકત્ર કરી એક સ્થાનકે બેસી ધર્મધ્યાન કરવું તે વ્યવહારથી અને શ્રુત જ્ઞાને કરી મલીન વિચારોનો ત્યાગ કરે, જ્ઞાનવંત જીવોના ગુણાનુવાદ કરે તે નિશ્ચયથી.

વ્રત ૧૧ મું—અષ્ટ પ્રહર પર્યંત સમતા પરિણામે સાવદ્ય પ્રવૃત્તિઓને છોડી નિરારંભપણે સજ્ઝાય ધ્યાનમાં પ્રવર્તે તે વ્યવહાર અને પોતાના આત્માને જ્ઞાનાદિકથી પોષીને પુષ્ટ કરે તે નિશ્ચયથી પોષધ વ્રત.

વ્રત ૧૨ મું—સાધુ, મુનિરાજ તથા સ્વધર્મિ વિગેરે સુપાત્ર જીવાત્માઓને પોતાની શક્તિ અનુસાર દાન દેવું તે વ્યવહારથી અને પોતાના તથા પરના આત્માને જ્ઞાન દાન દેવું, ભણવું, ભણાવવું તે નિશ્ચયથી અતિથી વ્રત.

---

## ચૌદ નિયમ નિશ્ચય ભાવથી.

---

૧ સચીત્ત—એક સચિત્તે ૧૨ા ક્રોડ ભવ પછી સ્કંધકજીનું વેર લઇ શરીર પરની ખાલ ઊતારી હતી ધીક વૈર ભાવને !

૨ દ્રવ્ય—પુદ્ગલાનંદ તે પુદ્ગલ પરાવર્તન, સંસાર ભ્રમણ કરાવનાર છે.

૩ વિગય—બ્રહ્મચારી માટે વિષ સમાન છે.

૪ બુટ મોજા—નરકમાં ભાલાપર ચલાવનાર સુકોમળતામય દુષ્ટ અંગ છે.

૫ મુખવાસ—આત્માને ગુલામ બનાવનાર કર્મનો દુત છે.

૬ વસ્ત્ર—નરકમાં જનાર વરસાદનો વરસીપોશાક છે.

૭ ગાડી ઘોડા—ગરદન ઉપર અગ્નિ રથમાં તારે આ પ્રમાણે જોડાવું પડશે તેનો ઉપદેશદાતા છે.

૮ શયન—અનંત ઉષ્ણતામાં શયન કરાવનાર કિંપાક વિષ ભરી પથારી છે.

૯ વિલેપન—નરકમાં અનંત દુર્ગંધમય પદાર્થનું વિલેપન કરાવનાર તેલ છે.

૧૦ કુસુમેસુ—પુનઃ-સુંઘવાની ઇંદ્રીયને ઉખાડી નાખનાર પત્ર દુત છે.

૧૧ બ્રહ્મચર્ય—એક રાત્રિ પણ મહાન ભયંકર છે. સાતમી નારકીનાં દર્શન કરાવનાર છે.

૧૨ દીશા—જન્મ, મરણ કરવાની તે જગા છે.

૧૩ સ્નાન—અહીં જેમ વિશેષ સ્નાન કરીશ તેમ વૈતરણીમાં વિશેષ સ્નાન કરવું પડશે.

૧૪ ભંતેસુ—અગ્નિ, કષ્ટ અને ઘીથી શાંત થઈ નથી તેમ આ ઉદર ગમે તેવા અને ગમે તેટલા ખોરાકથી શાંત થતું નથી.

---

# ચોવીસ તીર્થંકરોનાં નામ શા ઉપરથી પડયાં.

૧ શ્રી ઋષભદેવ સ્વામી—માતાજીએ સ્વપ્નમાં ઋષભ (ખળદ) જોવાથી.

૨ શ્રી અજીતનાથ સ્વામી—રાજા, રાણી ધાર્મીક પ્રશ્નો પુછતાં રાણીની વારંવાર જીત થવાથી.

૩ શ્રી સંભવનાથ સ્વામી—ધાન્યની વૃદ્ધિ થવાથી.

૪ શ્રી અભીનંદન સ્વામી—ઈંદ્ર વારંવાર માતા પીતાને નમન કરવાથી.

૫ શ્રીસુમતિનાથ સ્વામી—માતાજીની બુદ્ધિ વિશેષ પ્રકારે નિર્મળ થવાથી.

૬ શ્રી પદ્મ પ્રભુ સ્વામી—પદ્મ કમળ સમાન શરીરનો વર્ણ હોવાથી.

૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી—માતાજીના હસ્તના સ્પર્શથી પિતાજીનો પાંસળીનો રોગ જવાથી.

૮ શ્રી ચંદ્ર પ્રભુ સ્વામી—ચંદ્ર પાનનો દોહદ થવાથી, ચંદ્ર સમાન કાંતિ હોવાથી.

૯ શ્રીસુવિધિનાથ સ્વામી—માતાજીને સદ્‌બુદ્ધિ વિશેષ પ્રકારે નિર્મળ થવાથી, દાંત પુષ્પની કળીઓ જેવા હોવાથી.

૧૦ શ્રી શીતળનાથ સ્વામી—માતાજીના હસ્તના સ્પર્શથી પિતાજીનો દાહ જ્વર શાંત થવાથી.

૧૧ શ્રી શ્રેયાંસનાથસ્વામી–ઘણા લોકોનું કલ્યાણ થવાથી.

૧૨ શ્રી વાસુપુજ્ય સ્વામી—ઇંદ્રે ધનની વૃષ્ટિ કરવાથી.

૧૩ શ્રી વીમળનાથ સ્વામી—ગર્ભમાં માતાનો રોગ રહિત થવાથી.

૧૪ શ્રી અનંતનાથ સ્વામી—અનંત માળાઓનું સ્વપ્ન જોવાથી.

૧૫ શ્રી ધર્મનાથ સ્વામી—માતા પીતાને ધર્મની દઢ શ્રદ્ધા થવાથી.

૧૬ શ્રી શાંતિનાથ સ્વામી—મરકી વિગેરે રોગ તે સમયે નાશ પામવાથી.

૧૭ શ્રી કુંથુનાથ સ્વામી—દુશ્મન રાજાઓ કુંથું સમાન બની રાજાને આવી નમવાથી.

૧૮ શ્રી અરનાથ સ્વામી—સ્વપ્નમાં રત્નનો હાર જોવાથી.

૧૯ શ્રી મલ્લીનાથ સ્વામી—પુષ્પ શૈયા પર સુવાનો દોહદ થવાથી.

૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી—માતા પિતાએ મુનિના જેવાં વ્રતો પાળવાથી.

૨૧ શ્રી નમીનાથ સ્વામી—સર્વ વૈરીઓ પિતાજીને નમ્યા તેથી.

૨૨ શ્રી નેમનાથ સ્વામી—ચક્ર ગાડીનો ભાગ, સ્વપ્નમાં રત્નો જોવાથી.

૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી—અંધકારમાં રાજાની પાસે થઈને જતા સર્પને રાણીએ જોયાથી.

૨૪ શ્રી વર્ધમાન સ્વામી—ધન, ધાન્યની વૃદ્ધિ થવાથી.

---

## ચોવીસ તીર્થંકરોના નામ ઉપરથી ભાવવાની ભાવના.

---

૧ શ્રી ઋષભદેવ સ્વામી—હે પ્રભુ! આપની માફક ધર્મધુરા વહન કરવાની ઉત્કૃષ્ટ શક્તિ મને પ્રાપ્ત થાઓ.

૨ શ્રી અજીતનાથ સ્વામી—રાગ દ્વેષાદિ સર્વ શત્રુઓથી અજીત થાઉં.

૩ શ્રી સંભવનાથ સ્વામી—મારામાં આત્મ ગુણ અતિશયપણે ઉત્પન્ન થાઓ.

૪ શ્રી અભીનંદન સ્વામી—મને નિર્વાણ પદ પ્રાપ્તિનું અભિનંદન પ્રાપ્ત થાઓ.

૫ શ્રી સુમતીનાથ સ્વામી—મારી સર્વ કુમતી દૂર થઈ સુમતીની પ્રાપ્તિ થાઓ.

૬ શ્રી પદ્મ પ્રભુ સ્વામી—પદ્મ કમળવત્ સંસારના સર્વ કામ ભોગરૂપ કીચડથી સદા (અલગ) રહું.

૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી—મ્હારી મન, વચન અને કાયાની વક્રતા નષ્ટ થઇ સરલતા પ્રાપ્ત થાઓ.

૮ શ્રી ચંદ્રપ્રભુ સ્વામી—મારામાં સજ્જન આર્તરૂદ્ર ધ્યાનનો ત્યાગ કરી ધર્મધ્યાન, શુક્લધ્યાન પ્રાપ્ત થાઓ.

૯ શ્રી સુવિધિનાથ સ્વામી—મારૂં સર્વ ચારિત્ર સુવિધિવાળું થાઓ.

૧૦ શ્રી શીતળનાથ સ્વામી—મારો વિષય કષાયરૂપી મહાજ્વર શીતળ થાઓ.

૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી—મને કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપી "શ્રી" એટલે લક્ષ્મી પ્રાપ્ત થાઓ.

૧૨ શ્રી વાસુપુજ્ય સ્વામી—મને જ્ઞાન ધ્યાનની સદા વૃદ્ધિ થાઓ.

૧૩ શ્રી વિમળનાથ સ્વામી—બાહ્ય મેલ શરીરાદિક, અભ્યંતર મેલ આઠ કર્મ રહીત શુદ્ધિ, સિદ્ધ અવસ્થા પ્રાપ્તિ થાઓ.

૧૪ શ્રી અનંતનાથ સ્વામી—અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત વીર્ય પ્રાપ્ત થાઓ.

૧૫ શ્રી ધર્મનાથ સ્વામી—સર્વ જન્મથીજ ધર્મ સ્વભાવની પ્રાપ્તિ થાઓ.

૧૬ શ્રી શાંતિનાથ સ્વામી—મારા જન્મ, જરા, મરણ અને રોગો મટી શાંતિ થાઓ.

૧૭ શ્રી કુંથુંનાથ સ્વામી—કર્મરૂપી આઠ શત્રુ કુંથુ જેવા બની જાઓ.

૧૮ શ્રી અરનાથ સ્વામી—મને મારા આત્મિક ગુણોની વૃદ્ધિ કરવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૧૯ શ્રી મલ્લિનાથ સ્વામી—ક્રોધ, માન, માયા, લોભ અને મોહ એ મારા શત્રુરૂપી મલ્લોને હરાવવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામી—મને મુનિનાં જેવા સુવ્રતોની પ્રાપ્તિ થાઓ.

૨૧ શ્રી નમિનાથ સ્વામી—રાગાદિ શત્રુઓને નમાવવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૨૨ શ્રી નેમનાથ સ્વામી—પાપરૂપ વિષ વૃક્ષ કાપવાને ઉત્કૃષ્ટ ધર્મરૂપી ચક્રરત્નની પ્રાપ્તિ થાઓ.

૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી—સકળ ભાવ જાણુવાની શક્તિ પ્રાપ્ત થાઓ.

૨૪ શ્રી વર્ધમાન સ્વામી—જ્ઞાનાદિક ગુણુની વૃદ્ધિ થાઓ.

---

## વહેલા વહેલા મોક્ષ મેળવવાના ભગવંતે ફરમાવેલ ૨૩ બોલ.

---

૧ આકરી આકરી તપશ્ચર્યા કરે તો.

૨ મોક્ષની વાંછના કરે તો.

૩ શુદ્ધ મનથી શાસ્ત્ર શ્રવણુ કરે તો.

૪ શુદ્ધ મનથી શાસ્ત્ર પઠન કરે તો.
૫ પાંચ ઇંદ્રિય દમન કરે તો.
૬ છ કાયની દયા પાળે તો.
૭ સાધુ સાધ્વીની દયા પાળે તો, સેવા કરે તો.
૮ આપ ભણે અને અન્યને ભણાવે તો.
૯ નવ કોટિએ પ્રત્યાખાન કરે તો.
૧૦ સ્વધર્મિ ઉપર સાચો સ્નેહ રાખે તો.
૧૧ કષાય ન કરે તો.
૧૨ ક્ષમા કરે તો.
૧૩ લાગેલા પાપની આલોયણા લે તો.
૧૪ લીધેલ વ્રત પ્રત્યાખ્યાન નિર્મળ પાળે તો.
૧૫ શુદ્ધ મનથી શિયળ પાળે તો.
૧૬ ચાર તીર્થ ( સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા )ને શાતા ઉપજાવે તો.
૧૭ નિર્વદ્ય (પાપ રહિત) ભાષા બોલે તો.
૧૮ લીધેલ ભાર ( વ્રત–નિયમ ) ઠેઠસુધી પાર પહોંચાડે તો.
૧૯ ધર્મ ધ્યાન, શુકલ ધ્યાન ધ્યાવે તો.
૨૦ પ્રતિ માસે છ, છ પોસધ કરે તો.
૨૧ કાળોકાળ અવશ્ય પ્રતિક્રમણ કરે તો.
૨૨ આગલી રાત્રી અને પાછલી રાત્રી ધર્મજાગરિકા કરે તો.
૨૩ પંડિત મરણે મરે તો.

# તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરવાના જ્ઞાતાસુત્રમાં ભગવંતે ફરમાવેલ ૨૦ બોલ.

૧ શ્રી અરિહંત ભગવાનના ગુણગ્રામ કરતો થકો જીવ જઘન્ય કર્મની ક્રોડો ખપાવે ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર ગોત્ર બાંધે.

૨ શ્રી સિદ્ધ ભગવાનનાં ગુણગ્રામ કરે તો.

૩ દયા માતાના આઠ પ્રવચનની આરાધના કરે તો.

૪ ગુણવંત ગુરૂના ગુણગ્રામ કરે તો

૫ સ્થીવર ભગવાનના ગુણગ્રામ કરે તો.

૬ બહુસૂત્રીના ગુણગ્રામ કરે તો.

૭ તપસ્વીના ગુણગ્રામ કરે તો.

૮ ભણ્યો ગણ્યો જ્ઞાન વારંવાર ચિંતવે તો.

૯ શુદ્ધ સમકિતની આરાધના કરે તો.

૧૦ દસ પ્રકારે તથા પંચાવન પ્રકારે વિનય કરે તો.

૧૧ કાળોકાળ અવશ્ય પ્રતિક્રમણ કરે તો.

૧૨ લીધેલ વ્રત, પ્રત્યાખ્યાન નિર્મળ પાળે તો.

૧૩ ધર્મ ધ્યાન, શુકલ ધ્યાન એકાગ્ર ચિત્તથી ધ્યાવે તો.

૧૪ બાર પ્રકારે તપશ્ચર્યા કરે તો.

૧૫ અભયદાન, સુપાત્રદાન દે તો.

૧૬ દશ પ્રકારે વૈયાવચ્ચ કરે તો.
૧૭ અપૂર્વ શાસ્ત્ર ભણે તો.
૧૮ અપૂર્વ શાસ્ત્રની વિનય ભક્તિ કરે તો.
૧૯ આગલી રાત્રી, તથા પાછલી રાત્રી ધર્મ જાગરિકા કરે તો.

૨૦ ગામ, નગર પૂર પાટણ વિચરતો, મિથ્યાત્વ રૂપી અંધકાર નષ્ટ કરી સમકિતનો દીવ્ય પ્રકાશ પ્રસરાવતો, જૈન ધર્મને દીપાવે તો.

---

## ઠાણુાંગજી સૂત્રમાં આઠમા ઠાણે આઠ કામમાં પ્રમાદ ન કરવાના ભગવંતે ફરમાવેલ આઠ બોલ.

૧ અપૂર્વ સૂત્ર સિદ્ધાંત સાંભળવામાં પ્રમાદ કરવો નહિ.
૨ અપૂર્વ સૂત્ર સિદ્ધાંત સાંભળીને ધારવામાં પ્રમાદ કરવો નહિ.
૩ નવાં પાપ રોકવામાં પ્રમાદ કરવો નહિ.
૪ જુનાં પાપ ખપાવવામાં પ્રમાદ કરવો નહિ.
૫ નિરાધારને આધાર આપવામાં પ્રમાદ કરવો નહિ.
૬ નવા શિષ્યોને આચાર—ગોચર શિખવવામાં પ્રમાદ કરવો નહિ.
૭ રોગી ગલ્યાણીને અગલ્યાણીપણે વૈયાવૃત્ય કરવામાં પ્રમાદ કરવો નહિ.

૮ ચતુર્વિધ સંઘમાં કુટ પડેલી હોય તો મધ્યસ્થ ભાવે મટાડવામાં પ્રમાદ કરવો નહિ.

ઠાણુંગજીસૂત્રમાં સેજ્યાના બે પ્રકાર બતાવ્યા છે તે.

૧ સુખસેજ્યા ૨ દુઃખસેજ્યા.

૧ સુખસેજ્યાના ચાર પ્રકાર.

૧ શુદ્ધ સમકિત રાખે.
૨ પોતાના લાભથી શાંતિ રાખે.
૩ મનુષ્ય, તિર્યંચ દેવતાના પરિસહોથી રોગાદિકમાં શુરવીરતા રાખે.
૪ કામભોગની ઇચ્છાથી વિમુખ રહે.

૨ દુઃખ સેજ્યાના ચાર પ્રકાર—

૧ શ્રદ્ધાનો ભ્રષ્ટ.
૨ પારકાના લાભ દેખી શકે નહિ.
૩ ગૃદ્ધિપણું રાખે.
૪ કામભોગની ઇચ્છા રાખે.

ચાર સુખ સેજ્યા આરાધિ અનંત જીવો સુગતિમાં ગયા.
ચાર દુખ સેજ્યા આરાધિ અનંત જીવો દુર્ગતિમાં ગયા.

---

## શ્રી ઠાણુંગજીના દસમાં ઠાણે દસ કલ્યાણીક કર્મ બાંધવાના ભગવંતે ફરમાવેલ દશ બોલ.

---

૧ નિયાણા રહિત કર્મ કરે તો કલ્યાણીક કર્મ બાંધે. ( સરળતા—ભદ્રપણું બાંધે. )

૨ સમકિત નિર્મળું પાળે તો કલ્યાણીક કર્મ બાંધે.
૩ ઉપાધાન તપ કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૪ ક્ષમા રાખે તો કલ્યાણીક કર્મ બાંધે.
૫ પાંચ ઇંદ્રીય દમન કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૬ કપટ આદિ છાંડે તો કલ્યાણીક કર્મ બાંધે.
૭ ઢીલાપણું છાંડે તો કલ્યાણીક કર્મ બાંધે.
૮ સંયમ નિર્મળ પાળે તો કલ્યાણીક કર્મ બાંધે.
૯ વાત્સલ્યપણું કરે તો કલ્યાણીક કર્મ બાંધે.
૧૦ જૈન ધર્મ દીપાવવાનો, શોભાવવાનો પ્રયત્ન કરે તો કલ્યાણીક કર્મ બાંધે.

## ચાર પ્રકારની કરણી.

૧ મોટામાં મોટું કામ ધર્મનું.
૨ મોટામાં મોટું અકાર્ય જીવ હિંસાનું.
૩ મોટામાં મોટું કાર્ય સંયમ નિભાવવાનું.
૪ મોટામાં મોટો લાભ સમકિતનો.

## અતિશય જ્ઞાન ઉપાર્જન કરવાના ઠાણાંગજી સુત્રમાં ભગવંતે ફરમાવેલ ચાર બોલ.

૧ વિશુદ્ધ આહાર પાણી કરે.
૨ વિકથાનો ત્યાગ કરે.
૩ કાળોકાળ અવશ્ય પ્રતિક્રમણ કરે.
૪ આગલી રાત્રી તથા પાછલી રાત્રો ધર્મજાગરિકા કરે.

## પ્રશ્ન વ્યાકરણ સૂત્રના ચોથા સંવરદ્વારમાં ભગવંતે ફરમાવેલ શીયળ વ્રતની બત્રીસ ઉપમા.

૧ ગ્રહ, નક્ષત્ર અને તારાના સમુહમાં ચંદ્રમાં તથા સૂર્ય મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨ સર્વ ખાણુમાં રત્નની ખાણુ મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩ સર્વ રત્નમાં વેડુર્ચી નામા રત્ન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળવ્રત મોટો અને પ્રધાન.

૪ સર્વ આભૂષણુમાં માથાનો મુગટ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૫ સર્વ વસ્ત્રમાં ખેમ જુગલ કપાસનો વસ્ત્ર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળવ્રત મોટો અને પ્રધાન.

૬ સર્વ ફુલની જાતમાં અરિબીન્ડ કમળનું ફુલ મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળવ્રત મોટો અને પ્રધાન.

૭ સર્વ સુગંધમાં ગોખની બાવના ચંદનની સુગંધી મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળવ્રત મોટો અને પ્રધાન.

૮ સર્વ પર્વતોમાં ઓખવે કરીને ચુલ્લ હેમવંત નામા પર્વત મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૯ સર્વ નદીઓમાં સીતા અને સીતોદા નદી મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળવ્રત મોટો અને પ્રધાન.

૧૦ સર્વ સમુદ્રમાં સ્વયંભૂરમણ સમુદ્ર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળવ્રત મોટો અને પ્રધાન.

૧૧ સર્વ પર્વતોમાં ચુડીને આકારે રૂચક નામા પર્વત મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૨ સર્વ હાથીમાં ઇંદ્ર મહારાજનો ઐરાવત હાથી મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૩ સર્વ ચોપદમાં કેસરી સિંહ નાર મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૪ સર્વ સુવર્ણ કુમારજી ( એ નામની જાત ) માં વેનુ કુમારજી મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૫ સર્વ નાગકુમારજીમાં ધરણીંદ્ર પદ્દમાવતીજી મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૬ સર્વ દેવલોકમાં પાંચમો બ્રહ્મ દેવલોક મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૭ સર્વ સભામાં સુધર્મા સભા મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૮ સર્વ સ્થીતિમાં લવસતીયા દેવની સ્થીતિ મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૧૯ સર્વ દાનમાં અભયદાન, સુપાત્રદાન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૦ સર્વ રંગની જાતમાં કિરમજી રેશમનો રંગ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૧ સર્વ સંઘયણુમાં વજ્રઋષભનારાચસંઘયણુ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળવ્રત મોટો અને પ્રધાન.

૨૨ સર્વ સંઠાણુમાં સમ ચોરસ સંઠાણુ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૩ સર્વ ધ્યાનમાં ધર્મધ્યાન શુકલધ્યાન મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૪ સર્વ જ્ઞાનમાં કેવળજ્ઞાન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૫ સર્વ લેશ્યામાં પરમ શુકલ લેશ્યા મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૬ સર્વ સાધુના પરીવારમાં તીર્થંકર મહારાજ મોટા અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળવ્રત મોટો અને પ્રધાન.

૨૭ સર્વ ક્ષેત્રમાં મહાવીર ક્ષેત્ર મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૮ સર્વ પર્વતોમાં ઉચ્ચપણે મેરૂ પર્વત મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૨૯ સર્વ વનમાં નંદન વન મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩૦ સર્વ વૃક્ષમાં જંબૂ સુદર્શન વૃક્ષ મોટું અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩૧ સર્વ સેનામાં ચક્રવર્તી મહારાજની સેના મોટી અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

૩૨ સર્વ રથમાં વાસુદેવજીનો સંગ્રામી રથ મોટો અને પ્રધાન તેમ સર્વ વ્રતોમાં શિયળ વ્રત મોટો અને પ્રધાન.

## શ્રી ભગવંતે ફરમાવેલી દશ પ્રકારની સંજ્ઞા.

| | |
|---|---|
| ૧ આહાર સંજ્ઞા | ૬ માન સંજ્ઞા |
| ૨ ભય સંજ્ઞા | ૭ માયા સંજ્ઞા |
| ૩ મૈથુન સંજ્ઞા | ૮ લોભ સંજ્ઞા |
| ૪ પરિગ્રહ સંજ્ઞા | ૯ ઓઘ સંજ્ઞા |
| ૫ ક્રોધ સંજ્ઞા | ૧૦ લોક સંજ્ઞા |

**આહાર સંજ્ઞા ચાર કારણથી ઉત્પન્ન થાય.**

૧ કોઠો ખાલી હોયતો આહાર સંજ્ઞા ઉત્પન્ન થાય.
૨ ક્ષુધા વેદનીના ઉદયથી આહાર સંજ્ઞા ઉત્પન્ન થાય.

૩ આહાર દેખવાથી આહાર સંજ્ઞા ઉત્પન્ન થાય.

૪ આહારની ચિંતવના કરવાથી આહાર સંજ્ઞા ઉત્પન્ન થાય.

ભયસંજ્ઞા ચાર કારણથી ઉત્પન્ન થાય.

૧ અધીરજપણું હોવાથી ભય સંજ્ઞા ઉત્પન્ન થાય.

૨ ભય વેદનીના ઉદયથી ભય સંજ્ઞા ઉત્પન્ન થાય.

૩ ભયની પાસે જવાથી, ભયને દેખવાથી ભય સંજ્ઞા ઉત્પન્ન થાય.

૪ ભયની ચિંતવના કરવાથી ભય સંજ્ઞા ઉત્પન્ન થાય.

મૈથુન સંજ્ઞા ચાર કારણથી ઉત્પન્ન થાય.

૧ હાડ, માંસ, લોહી વધારવાથી મૈથુન સંજ્ઞા ઉત્પન્ન થાય.

૨ વેદ મોહનીના ઉદયથી મૈથુન સંજ્ઞા ઉત્પન્ન થાય.

૩ સ્ત્રી દેખવાથી મૈથુન સંજ્ઞા ઉત્પન્ન થાય.

૪ સ્ત્રીની ચિંતવના કરવાથી મૈથુન સંજ્ઞા ઉત્પન્ન થાય.

પરિગ્રહ સંજ્ઞા ચાર કારણથી ઉત્પન્ન થાય.

૧ મમત્વભાવ, મૂર્છાભાવ રાખવાથી પરિગ્રહ સંજ્ઞા ઉત્પન્ન થાય.

૨ લોભ વેદનીના ઉદયથી પરિગ્રહ સંજ્ઞા ઉત્પન્ન થાય.

૩ ભંડ ઉપગરણ દેખવાથી પરિગ્રહ સંજ્ઞા ઉત્પન્ન થાય.

૪ પરિગ્રહની ચિંતવના કરવાથી પરિગ્રહ સંજ્ઞા ઉત્પન્ન થાય.



## ભગવતીસુત્રમાં ચૌદ સ્વપ્નાં શ્રી ભગવંતે ફરમાવ્યાં તે.

૧ હાથી, ઘોડાના પલાન ઉપર ચઢતો થકો જીવ જાગેતો એજ ભવે મોક્ષે જાય.

૨ મહાવીદેહ ક્ષેત્રને દોરી દેતો થકો જાગેતો એજ ભવે મોક્ષે જાય.

૩ પૂર્વ તથા પશ્ચિમ લોકાંતિકની દોરી છેદતો થકો જાગેતો જીવ એજ ભવે મોક્ષે જાય.

૪ પંચવર્ણી સુતર ઉકેલતો થકો જીવ જાગેતો એજ ભવે મોક્ષે જાય.

૫ સીસા કથીરના ઢગલા ઉપર ચઢતો થકો જીવ જાગેતો બીજા ભવે મોક્ષે જાય.

૬ સોના ચાંદીના ઢગલા ઉપર ચઢતો થકો જીવ જાગેતો એજ ભવે મોક્ષે જાય.

૭ ઉકરડીને વિખરતો થકો જીવ જાગેતો એજ ભવે મોક્ષે જાય.

૮ ઘીનો ઘડો માથે ઉપાડતો થકો જીવ જાગેતો બીજા ભવે મોક્ષે જાય.

૯ મદીરાનો ઘડો ઢોળતો, ફોડતો, રેડતો થકો જીવ જાગેતો બીજા ભવે મોક્ષે જાય.

૧૦ પદ્મ સરોવરમાં પ્રવેશ કરતો થકો જીવ જાગેતો એજ ભવે મોક્ષે જાય.

૧૧ વાંસનાં મૂળ ઉખેડતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૧૨ બે ભૂજાએ મોટા સમુદ્રને તરતો થકો જીવ જાગે તો એજ ભવે મોક્ષે જાય.

૧૩ ભવનપતિના ભવનમાં પ્રવેશ કરતો થકો જીવ જાગેતો એજ ભવે મોક્ષે જાય.

૧૪ વૈમાનિકના વિમાનમાં પ્રવેશ કરતો થકો જાગેતો જીવ એજ ભવે મોક્ષે જાય.

## પન્નવણામાં જીવ સોલ પ્રકારે કષાય કરે તે બતાવેલ છે તે.

૧ પોતા માટે કરે.
૨ પરાયા માટે કરે.
૩ પોતા માટે તથા પરાયા માટે કરે.
૪ નિરર્થક કરે
૫ ખેતર માટે કરે.
૬ વસ્ત્ર માટે કરે
૭ શરીર માટે કરે
૮ ભંડ ઉપકરણ માટે કરે.
૯ જાણતાં કરે.

૧૦ અજાણતાં કરે.
૧૧ ઉપયોગથી કરે.
૧૨ અનુપયોગથી કરે.
૧૩ અનંતાનુબંધી કરે.
૧૪ પ્રત્યાખાની કરે.
૧૫ અપ્રત્યાખાની કરે.
૧૬ સંજવલની કરે.

## શ્રી ઠાણાંગજી સુત્રમાં ચિત સમાધિ હોવાના દશ બોલ કહ્યાં છે તે.

૧ અપૂર્વ જૈન ધર્મ પ્રાપ્ત થયો હોય તો ચિત્ત સમાધિ થાય.
૨ જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થાય તો ચિત્ત સમાધિ થાય.
૩ દેવ દર્શન થાય તો ચિત્ત સમાધિ થાય.
૪ સાચું સ્વપ્ન આવે તો ચિત્ત સમાધિ થાય.
૫ અવધિજ્ઞાન થાય તો ચિત્ત સમાધિ થાય.
૬ અવધિ દર્શન થાય તો ચિત્ત સમાધિ થાય.
૭ મનઃપર્યવજ્ઞાન થાય તો ચિત્ત સમાધિ થાય.
૮ કેવળજ્ઞાન થાય તો ચિત સમાધી થાય.
૯ કેવળ દર્શન થાય તો ચિત સમાધિ થાય.
૧૦ કેવળ મર્ણું થાય તો ચિત્ત સમાધિ થાય.

---

# કાવ્ય વિભાગ.

પંચ પરમેશ્વરની સ્તુતિ.

રત્નાકર પચીસી.

ભાવ સામાયિક સ્વરૂપ.

આત્મધર્મ પર વિચારો.

સામાયિકના પાઠો.

માર્ગાનુસારીના ૩૫ બોલ.

ઉપદેશી કાવ્ય.

આત્મભાન.

સત પુરૂષો.

દંભી પુરૂષો.

સમ્યક્ પુરૂષ.

આત્મ વિચાર.

આત્મ ધર્મ પર વિચારો.

આત્મહિતનાં ત્રણ કાવ્યો.

બોધવચનો.

તત્વ વિચાર.

બારવ્રત વ્યવહાર અને નિશ્ચયથી.

પાંચ સુમતી ત્રણ ગુપ્તી.

સદ્‌ગુણ સાધક ૭૨ ભાવના.

## પંચ પરમેશ્વરની સ્તુતિ.

[ શાર્દૂલ ]

શત્રુ, રાગજ દ્વેષ મોહ હણીયા, તેવા અરિહંતને,
જેણે ઓળખ આપી જેની અમને, તેવા પ્રભુ સિદ્ધને;
જે આચાર્યો છત્રીશ ગુણોથી ભૂષિત રહ્યા, ચોથા ઉપાધ્યાયને.
વંદુ સાધુજી સર્વ આ જગતના, ત્યાગી તથા સાધ્વીને.

---

### આત્મ સ્વરૂપની ભાવનામય કાવ્યો.

## શ્રી રત્નાકર પચીસી.

[ હરિગીત છંદ. ]

મંદિર છો મુકિત તણા, માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવતા, સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી, શિરદાર અતિશય સર્વના,
જય પામ તું જય પામ તું, ભંડાર જ્ઞાન કળા તણા. ૧
ત્રણ જગતના આધાર ને, અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ, સંસારના દુઃખો તણા;
વિતરાગ વલ્લભ વિશ્વના, તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને આ, હૃદય હું ખાલી કરૂં. ૨
શું બાળકો માબાપ પાસે, બાળ ક્રીડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવ્યું, તેમ શું નવ ઉચ્ચરે;

તેમજ તમારી પાસ તારક, આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું, તેમાં કશું ખોટું નથી. ૩
મેં દાન તો દીધું નહિ, ને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ, શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી, કંઈ પણ પ્રભુ મેં નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે, નિષ્ફળ ગયું, નિષ્ફળ ગયું. ૪
હું ક્રોધ અગ્નિથી બળ્યો, વળી લોભ સર્પ ડસ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે, હું કેમ કરી ધ્યાવું તને ?;
મન મારૂં માયાજાળમાં, મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં, ચેતન ઘણો ચગદાય છે. ૫
મેં પરભવે કે આ ભવે પણ, હિત કાંઇ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં, સુખ અલ્પ પણ પામ્યો નહિ;
જન્મો અમારા જીનજી, ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં, અજ્ઞાનથી હારી ગયા. ૬
અમૃત ઝરે તુજ મુખરૂપી, ચંદ્રથી તો પણ પ્રભુ,
ભીંજાય નહિ મુજ મન અરેરે, ! શું કરૂં હું તો વિભુ ?;
પત્થર થકી પણ કઠણ મારૂં, મન ખરે ક્યાંથી દ્રવે ?,
મર્કટ સમા આ મન થકી, હું તો પ્રભુ હાર્યો હવે. ૭
ભમતા મહા ભવસાગરે, પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણ રૂપી, રત્નત્રય દુષ્કર ઘણા;
તે પણ ગયા પરમાદના, વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ, પોકાર હું જઇને કરૂં ?. ૮

ઠગવા વિભુ આ વિશ્વને, વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મનો ઉપદેશ રંજન, લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે, કેટલી કથની કહું ?
સાધુ થઇને બ્હારથી, દાંભિક અંદરથી રહું. ૯
મેં મુખને મેલું કર્યું, દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યાં, પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું, ચીંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મ્હારૂં શું થશે ?, ચાલાક થઇ ચુક્યો ઘણું. ૧૦
કરે કાળજાને કતલ પીડા, કામની બીહામણી,
એ વિષયમાં બની અંધ હું, વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાશ્યું આજ લાવી, લાજ આપ તણી કને,
જાણો સહુ તેથી કહું, કર માફ મારા વાંકને. ૧૧
નવકાર મંત્ર વિનાશ કીધો, અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયો વડે, હણી આગમોની વાણીને;
કુદેવની સંગત થકી, કર્મો નકામાં આચર્યાં,
મતિ ભ્રમ થકી રત્નો ગુમાવી, કાચ કટકા મેં ગ્રહ્યા. ૧૨
આવેલ દ્રષ્ટિ માર્ગમાં, મૂકી મહાવીર આપને,
મેં મૂઢ ધિયે હ્રુદયમાં, ધ્યાયા મદનના ચાપને;
નેત્ર બાણો ને પયોધર, નાભીને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણાં, છટકેલ થઇ જોયાં અતી. ૧૩
મૃગનયણી સમ નારી તણાં, મુખ ચંદ્ર નિરખવા વતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો, અલ્પ પણ ગઢો અતી;

તે શ્રુત રૂપ સમુદ્રમાં, ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે, બચું કેમ હું આ પાપથી ? ૧૪
સુંદર નથી આ શરીર કે, સમુદાય ગુણ તણો નથી,
ઉત્તમ વિલાસ કળા તણો, દેદિપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તોપણ પ્રભુ, અભિમાનથી અક્કડ ફરૂં;
ચોપાટ ચાર ગતિ તણી, સંસારમાં ખેલ્યા કરૂં. ૧૫
આયુષ્ય ઘટતું જાય તો પણ, પાપ બુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ, વિષયાભિલાષા નવ ઘટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ, હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું, પાયા વિનાના ઘર ચણું. ૧૬
આત્મા નથી પરભવ નથી, વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં, ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી, પ્રભુ આપશ્રી તો પણ અરે,
દીવો લઇ કુવે પડયો, ધિક્કાર છે મુજને અરે. ૧૭
મેં ચિત્તથી નહિ દેવની કે, પાત્રની પુજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો, ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતાં, રણમાં રડયા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું, મમ જીવન સહુ એળે ગયું. ૧૮
હું કામધેનુ કલ્પતરૂ, ચિંતામણીના પ્યારમાં,
ખોટા છતાં ઝંખ્યો ઘણું, બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો, ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી, નાથ કર કરૂણા કંઇ. ૧૯

મેં ભોગ સારા ચિંતવ્યા પણ, રોગસમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધન તણું, પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નરક, કારાગ્રહ સમી છે નારીઓ,
મધુ બીંદુની આશા મહીં, ભય માત્ર હું ભૂલી ગયો. ૨૦

હું શુદ્ધ આચારો વડે, સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના, યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થનાં ઉદ્ધાર આદિ, કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે આ લક્ષ ચોરાશી, તણાં ફેરા ફર્યા. ૨૧

ગુરૂ વાણીમાં વૈરાગ્ય કેરો, રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાકયો મહીં, શાંતિ મળે કયાંથી મને;
તરૂં કેમ હું સંસાર આ, અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીઆનો ઘડો, જળથી ભરાયે કયેમ કરી? ૨૨

મેં પરભવે નથી પુણ્ય કીધું, ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો, કયાંથી થશે હે નાથજી?;
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે, ભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું, આકાશમાં લટકી રહ્યો. ૨૩

અથવા નકામું આપ પાસે, નાથ શું બકવું ઘણું,
હે દેવતાના પુજ્ય! આ ચારીત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ?,
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં, પાઈની તો વાત કયાં? ૨૪

## શાર્દૂલ વિક્રિડીત.

મ્હારાથી ન સમર્થ અન્ય દીનનો, ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં, જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગલ સ્થાન તોય મુજને, ઈચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ્ રત્ન શ્યામ જીવને, તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫

## ભાવ સામાયિક સ્વરૂપ.

[ હરિગિત છંદ ]

સૌ પ્રાણી આ સંસારના, સન્મિત્ર મુજ વ્હાલા થજો,
સદ્ગુણમાં આનંદ માનું, મિત્ર કે વેરી હજો;
દુઃખીઆ પ્રતિ કરૂણા અને, દુશમન પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા. ૧
અતિ જ્ઞાનવંત અનંત શક્તિ, દોષહીન આ આત્મ છે,
એ મ્યાનથી તલવાર પેઠે, શરીરથી વિભિન્ન છે;
હું શરીરથી જુદો ગણું, એ જ્ઞાનબળ મુજને મળો,
ને ભીષણ જે અજ્ઞાન મારૂં, નાથ ! તે સત્વર ટળો. ૨
સુખદુઃખમાં, અરિમિત્રમાં, સંયોગ કે વિયોગમાં,
રખડું વને વા રાજભુવને, રાચતો સુખ ભોગમાં;
મમ સર્વકાળે સર્વ જીવમાં, આત્મવત્ બુદ્ધિ બધી,
તું આપજે મુજ મોહ કાપી, આ દશા કરૂણાનિધિ. ૩

તુજ ચરણ કમળનો દીવડો, રૂડો હ્રદયમાં રાખજો,
અજ્ઞાનમય અંધકારનો, આવાસ તુરત બાળજો,
તદ્રૂપ થઈ તે દીવડે, હું સ્થિર થઈ ચિત્ત બાંધતો,
તુજ ચરણયુગ્મની રજમહિં, હું પ્રેમથી નિત્ય ડૂબતો. ૪
પ્રમાદથી પ્રયાણ કરીને, વિચરતા પ્રભુ અહીં તહીં,
એકેન્દ્રિયાદિ જીવને, હણતાં કદી ડરતો નહિ;
છેદી વિભેદી દુઃખ દઈ, મેં ત્રાસ આપ્યો તેમને,
કરજો ક્ષમા મુજ કર્મહિંસક, નાથ વિનવું આપને. ૫
કષાયને પરવશ થઇ બહુ વિષયસુખ મેં ભોગવ્યા,
ચારિત્રના જે ભંગ વિભુ, મુકિત પ્રતિકુળ થઈ ગયા;
કુબુદ્ધિથી અનિષ્ટ કિંચિત, આચરણ મેં આદર્યું,
કરજો ક્ષમા સૌ પાપ તે, મુજ રંકનું જે જે થયું. ૬
મન વચન કાય કષાયથી, કીધાં પ્રભુ મેં પાપ બહુ,
સંસારનાં દુ:ખ બીજ સૌ, વાવ્યાં અરે હું શું કહું ?
તે પાપને આલોચના, નિંદા અને ધિક્કારથી;
હું ભસ્મ કરતો મંત્રથી, જેમ વિષ જાતું વાદીથી. ૭
મુજ બુદ્ધિના વિકારથી, કે સંયમના અભાવથી,
બહુ દુષ્ટ દુરાચાર મેં, સેવ્યા પ્રભુ કુબુદ્ધિથી;
કરવું હતું તે ના કર્યું, પ્રમાદ કેરા જોરથી,
સૌ દોષ મુકિત પામવા, માંગુ ક્ષમા હું હ્રદયથી. ૮
મુજ મલીન મન જો થાયતો, તે દોષ અતિક્રમ જાણતો,
વળી સદાચારે ભંગ બનતાં, દોષ વ્યતિક્રમ માનતો

તે અતીચારી સમજવો, જે વિષયસુખમાં મ્હાલતો;
અતિ વિષયસુખ આસક્તને, હું અનાચારી ધારતો. ૯
મુજ વચન વાણી ઉચ્ચારમાં, તલભાર વિનિમય થાય તો,
જો અર્થ માત્રા પદ મહીં, લવલેશ વધઘટ હોયતો;
યથાર્થ વાણીભંગનો, દોષિત પ્રભુ હું આપનો,
આપી ક્ષમા મુજને બનાવો, પાત્ર કેવળ બોધનો. ૧૦
પ્રભુવાણી ! તું મંગલમયી, મુજ શારદા હું સમજતો,
વળી ઇષ્ટ વસ્તુ દાનમાં, ચિંતામણી હું ધારતો;
સુબોધને પરિણામશુદ્ધિ, સંયમને વરસાવતી,
તું સ્વર્ગનાં દિવ્ય ગીત સુણાવી, મોક્ષલક્ષ્મી અર્પતી. ૧૧
સ્મરણ કરે યોગી જનો, જેનું ઘણા સન્માનથી,
વળી ઇંદ્ર નર ને દેવ પણ, સ્તુતિ કરે જેની અતિ;
એ વેદ ને પુરાણ જેના, ગાય ગીતો હર્ષમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૨
જેનું સ્વરૂપ સમજાય છે, સદ્જ્ઞાન દર્શન યોગથી,
ભંડાર છે આનંદના જે, અચળ છે વિકારથી;
પરમાત્માની સંજ્ઞા થકી, ઓળખાય જે શુભ ધ્યાનમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૩
જે કઠીન કષ્ટો કાપતા, ક્ષણવારમાં સંસારનાં,
નિહાળતા જે સૃષ્ટિને જેમ, બોરને નિજ હસ્તમાં;
યોગી જનોને ભાસતા, જે સમજતા સૌ વાતમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૪

જન્મો મરણના દુઃખને, નહિ જાણતા કદી જે પ્રભુ,
જે મોક્ષપથ દાતાર છે, ત્રિલોકને જોતા વિભુ;
કલંકહિન દિવ્ય રૂપ જે, રહેતું નહિ પણ ચંદ્રમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૫
આ વિશ્વના સૌ પ્રાણી પર, શુદ્ધ પ્રેમ નિસ્પૃહ રાખતા,
નહિ રાગ કે નહિ દ્વેષ જેને, અસંગ ભાવે વર્તતા;
વિશુદ્ધ ઇંદ્રિય શુન્ય જેવા, જ્ઞાનમય છે રૂપમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૬
ત્રિલોકમાં વ્યાપી રહ્યાં છે, સિદ્ધ ને વિબુદ્ધ જે,
નહિ કર્મ કેરા બંધ જેને, ધૂર્ત સમ ધૂતી શકે;
વિકાર સૌ સળગી જતા, મન મસ્ત થાતાં ધ્યાનમાં,
તે દેવના પણ દેવ વ્હાલા, સિદ્ધ વસજો હૃદયમાં. ૧૭
તિમિર કેરો સ્પર્શ તલભર, થાય નહિ જ્યમ સૂર્યને,
તેમ દુષ્કંલકો કર્મના, અડકી શકે નહિ આપને;
જે એક ને બહુરૂપ થઈ, વ્યાપી બધે વિરાજતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણ હું માગતો. ૧૮
રવિ તેજ વિણ પ્રકાશ જે, ત્રણ ભવનને અજવાળતો,
તે જ્ઞાનદીપ પ્રકાશ તારા, આત્મમાં શું દીપતો;
જે દેવ મંગળ બોધ મીઠા, મનુજને નિત્ય આપતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણ હું માગતો. ૧૯
જો થાય દર્શન સિદ્ધનાં, તો વિશ્વદર્શન થાય છે,
જેમ સુર્યના દીવા થકી, સૌ સ્પષ્ટતા દેખાય છે;

અનંત અનાદિ દેવ જે, અજ્ઞાનતિમિર ટાળતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણુ હું માગતો. ૨૦
જેણે હણ્યા નિજ બળવડે, મન્મથ અને વળી માનને,
જેણે હણ્યા આ લોકના, ભય શોક ચિંતા મોહને;
વિષાદ ને નિદ્રા હણ્યા જ્યમ અગ્નિ વૃક્ષો બાળતો,
તેવા સુદેવ સમર્થનું, સાચું શરણુ હું માગતો. ૨૧
હું માગતો નહિ કોઇ આસન, દર્ભ પત્થર કાષ્ટનું,
મુજ આત્મના નિર્વાણ કાજે, યોગ્ય આસન આત્મનું;
આ આત્મ જો વિશુદ્ધ ને, કષાય દુશ્મન વિણુ જો,
અમૂલ્ય આસન થાય છે, શુભ સાધવા સમાધિ તો. ૨૨
મેળા બધા મુજ સંઘના, નહિ લોકપૂજા કામની,
જગબાહ્યની નહિ એક વસ્તુ, કામની મુજ ધ્યાનની;
સંસારની સૌ વાસનાને, છોડ વ્હાલા વેગથી,
અધ્યાત્મમાં આનંદ લેવા, યોગ બળ લે હોંશથી. ૨૩
આ જગત્‌ની કો વસ્તુમાં તો સ્વાર્થ છે નહિં મુજ જરી,
વળી જગત્‌ની પણુ વસ્તુઓનો, સ્વાર્થ મુજમાં છે નહિં;
આ તત્ત્વને સમજી ભલા, તું બાહ્યનો મોહ છોડજે,
શુભ મોક્ષનાં ફળ ચાખવા, નિજ આત્મમાં તું સ્થિર થજે. ૨૪
જ્ઞાનમય વિશુદ્ધ આત્મ, સ્વ આત્મથી જોવાય છે,
શુભ યોગમાં સાધુ સકળને, અનુભવ આ થાય છે;
નિજ આત્મમાં એકાગ્રતા, સ્થિરતા વળી નિજ આત્મમાં,
અખંડ સુખને સાધવા તું, આત્મથી જો આત્મમાં. ૨૫

આ આત્મ મારો એક ને, શાશ્વત નિરંતર રૂપ છે,
વિશુદ્ધ નિજ સ્વભાવમાં, રમી રહ્યો છે નિત્ય તે;
વિશ્વની સહુ વસ્તુનો, નિજ કર્મ ઉદ્ભવ થાય છે,
નિજ કર્મથી વળી વસ્તુનો, વિનાશ વિનિમય થાય છે. ૨૬
જે આત્મ જોડે એકતા, આવી નહીં આ દેહની,
તે એકતા શું આવશે, સ્ત્રી પુત્ર મિત્રો સાથની ?
જો થાય જુદી ચામડી, આ શરીરથી ઉતારતાં,
તો રોમ સુંદર દેહપર, પામે પછી શું સ્થિરતા ? ૨૭
આ વિશ્વની કો વસ્તુમાં, જો સ્નેહ બંધન થાય છે,
તો જન્મ મરણના ચક્રમાં, ચેતન વધુ ભટકાય છે;
મુજ મન, વચન ને કાયનો, સંયોગ પરમાં છોડવો,
શુભ મોક્ષના અભિલાષનો, આ માર્ગ સાચો જાણવો. ૨૮
સંસારરૂપી સાગરે, જે અવનતિમાં લઇ જતી,
તે વાસનાની જાળ પ્યારા, તોડ સંયમ જોરથી;
વળી બાહ્યથી છે આત્મ જુદો, ભેદ મોટો જાણવો,
તલ્લીન થઇ ભગવાનમાં, ભવપંથ વિકટ કાપવો. ૨૯
કર્મો કર્યા જે આપણે, ભુતકાળમાં જન્મો લઇ,
તે કર્મનું ફળ ભોગવ્યા વિણ, માર્ગ એકે છે નહિ;
પરન્તુ કરેલું કર્મ જો, પરિણામ આપે મુજને,
તો મુજ કરેલા કર્મનો, સમજાય નહિ કંઇ અર્થને. ૩૦
સંસારના સો પ્રાણીઓ, ફળ ભોગવે નિજ કર્મનું,
નિજ કર્મના પરિપાકનો, ભોક્તા નહિ કો આપણું;

લઇ શકે છે અન્ય: તેને, છોડ એ ભ્રમણા બુરી,
પ્રભુ ધ્યાનમાં નિમગ્ન થા, તુજ આત્મનો આશ્રય કરી. ૩૧
શ્રી અમિતગતિ અગમ્ય પ્રભુજી, ગુણ અસીમ છે આપના,
હૃદયથી આ દાસ તો, ગુણ ગાય તુજ સામર્થ્યના;
પ્રકટતા જો ગુણ બધા, મુજ આત્મમાં સદ્ભાવથી,
શુભ મોક્ષને વરવા પછી, પ્રભુ વાર ક્યાંથી લાગતી ? ૩૨

દોહરો.

બત્રીસ ચરણનું આ બન્યું, મંગળ સુંદર કાવ્ય;
અનુભવતાં એક ધ્યાનથી, મોક્ષગતિ જીવ જાય. ૩૩

અનુવાદક—સુ. જી. શાહ. બી. એ.

## આત્મ ધર્મ પર વિચારો.

( દોહરા. )

રસ રૂપ કે ગંધ નહિ, નહિ સ્પર્શનું નામ;
મૂર્ત નાહ પણ દેહમાં, વસી રહ્યો છે 'રામ'. ૧
આંખોથી દેખાય નહિ, તો પણ પ્રકટ જણાય;
થાય કદાપિ ધ્યાનથી, ચિંતવન જો મનમાંય. ૨
સ્વરૂપ સાચું સમજીને, મોહ કરૂં હું દૂર;
ગુરૂ વાણીથી આજ હું, ભાંગું ભ્રાંતિ જરૂર. ૩
નિશ્ચય મનથી દેખતો, વિશુદ્ધ મારો રામ;
'રામ' મહીં હું જોડતો, ઇન્દ્રિય કેરાં કામ. ૪
સ્મરણ કર્યાથી જેહનું, જ્ઞાન જ્યોત ઝળકાય;
મોહ તિમિર ચાલી જતું, ઉર આનંદિત થાય. ૫

આત્મરામનો વાસ તો, દેહ મંદીરે થાય;
અન્ય સ્થળે દોડું નહિ, શોધું દેહની માંય. ૬
ક્રોધાદિક સંયોગથી, પામું નહિ વિકાર;
મેઘ વિકારી હોય પણ, નભતો નહિ તલમાર. ૭
પરમ જ્ઞાન તે આત્મ છે, નિર્મળ દર્શન તેહ;
જાણું તેજ ચારિત્રને, નિર્મળ તપ પણ એહ. ૮
નમન કરવા યોગ્ય છે, એકજ મારો 'રામ';
સજ્જનનું તે શરણ છે, મંગળ ઉત્તમ રામ. ૯
સકલ શાસ્ત્ર સાગર તણું, ઉત્તમ રત્નજ તેહ;
સુંદર વસ્તુઓ મહીં, અતિશય સુંદર એહ. ૧૦
સંસારી સૌ વ્યાધિઓ, મુજને દેતી દુઃખ;
શીતલ જલ મંદિર આ, આત્મા આપે સુખ. ૧૧
સચ્ચિદાનંદ સ્વરૂપને, ધરતો હું નિઃશંક;
બીજા આનંદો બધા, ક્ષણભંગુર ને રંક. ૧૨
કર્મ બંધથી બદ્ધ પણ, બંધ કરે નહિ કર્મ;
રાગ દ્વેષથી યુક્ત પણ, નિર્મળ સમજો મર્મ. ૧૩
દેહધારી દેખાય પણ, દેહ વિનાનો હોય;
આત્મરૂપ અદ્ભુત આ, સમજે શાણા કોય. ૧૪
પરમ આત્મની ભાવના, શુદ્ધ ભાવથી થાય;
પરમ પદને લાવતી, કારણ ભાવ જણાય. ૧૫
પણ નીચી જો ભાવના, નીચું પદ પમાય;
લોઢાથી લોહજ બને, કંચન ક્યાંથી થાય? ૧૬

રોગ પીડતો દેહને, નહિ રામને ખાસ;
ઘર બળે અગ્નિ થકી, નહિ ઘરનો આકાશ. ૧૭
આત્મજ્ઞાન એ તીર્થ છે, ઉત્તમ ને અદ્દભુત;
સ્નાન કરી એ તીર્થમાં, કાઢું મેલ અખૂટ. ૧૮
અસંખ્ય મોટાં તીર્થથી, મેલ જેહ નવ જાય;
આત્મજ્ઞાનના તીર્થથી, અંતર મળ ધોવાય. ૧૯
કષાય કેરો વાયરો, સ્પર્શ કરે નહિ રામ;
જ્ઞાન સૂર્યની જ્વાળથી, થાયે ભસ્મ તમામ. ૨૦
'રામ' દીવડો દીવ્ય છે, નહિ માયાનો પાસ;
દિવ્ય તેજથી આપતો, સકલ વિશ્વ પ્રકાશ. ૨૧
આત્મ તણા જો મંદિરે, નહિ બુદ્ધિનો વાસ;
શાસ્ત્ર તણા જો વન મહિં, કરે ભ્રમણ ચોપાસ. ૨૨
કરે વિકલ્પો બુદ્ધિ તે, લઈ કુલટાનું રૂપ,
પતિવ્રતા બનતી નહિ, ક્યાંથી સતી અનુપ ! ૨૩
આત્મ સ્વરૂપે લીન તે, પરમ યોગી કહેવાય;
આત્મવત્ સૌ જીવને, ગણે હૃદયની માંય. ૨૪
પુણ્ય પાપ ને કર્મના, થાએ બહુ વિકલ્પ;
નિર્મળ મારૂં રૂપ છે, શાને કરૂં સંકલ્પ. ૨૫
ભિન્ન ભિન્ન સંયોગથી, મુખ વિકારી થાય;
પણ દર્પણ નિર્મળ સદા, મુખ જોયે શું થાય ? ૨૬
ચેતન મારૂં રૂપ છે, શરણુ ગણું પણ તેજ;
અન્ય તણો આશ્રય નહિ, જડ અચેતન એજ. ૨૭

જડ ચેતનની જોડ તો, કેમ કરીને થાય;
સરખે સરખા ન બને, સ્નેહ બીજે નવ જાય. ૨૮
જ્ઞાની તેને જાણુવો, નિરખે વસ્તુ રૂપ;
ચિત્ત રૂપ ચૈતન્યનું, છોડે નહિ નિજરૂપ. ૨૯
"હું" તેજ ચૈતન્ય છું, બીજું છે નવ કોય;
એવું ઉત્તમ તત્ત્વ આ, સમજે વિરલા કોય. ૩૦
જે જે વળગ્યા આત્મને, ક્રોધાદિકનાં કાર્ય;
પુણ્ય પાપ પરિપાકથી, આવ્યા તે અનિવાર્ય. ૩૧
શાસ્ત્ર હજારો સાંભળી, સમજ્યો જે હું સાર;
કહી બતાવ્યો આજ મેં, ધ્યાન મહીં ઉતાર. ૩૨

અનુવાદક—સુ. જી. શાહ. બી. એ.

---

# સામાયિકના પાઠો.

## પાઠ ૧ લો.

## પંચપરમેષ્ટિ—પિછાન અને સ્મરણ.

( આવો બાળકો આ વાર, દીસે જો ખળાં તૈયાર—રાગ, ગુ.—પહેલીનો )

વસે જગમાં જે ત્રિકાળી, ચારો ઘાતિ કરમ ટાળી;
અરિહંત દેશના દે છે, જીવોની શાંતિ સુખ વાળી.
અરિહંતો શરીર છોડી, વસે મુક્તિ તે સિદ્ધો છે;
શુદ્ધાત્મા જ્ઞાન રૂપે એ, નિરાકારી એ સિદ્ધો છે.

સાધુ આચાર્ય ઉપાધ્યાય, ત્રણે સદ્ગુરૂના ભેદો;
ગચ્છાધિપતિ ગુણે મોટા, મુનિ આચાર્ય છે એતો.
ભણાવે ને ભણે પોતે, જ્ઞાની સૂત્રો સિદ્ધાંતોના;
એવા સાધુ તે ઉપાધ્યાય, સરસ રસિયા સિદ્ધાંતોના.
અહિંસા સત્ય ને અદત્ત, શીયળ અકીંચની એવા;
મહાવ્રત પાંચ જે પાળે, સાધુ કે સાધ્વી કહેવા.
દ્વિવિધ દેવો ત્રિવિધ ગુરૂ, નમું એ પંચ પરમેષ્ટિ;
સ્મરૂં વંદુ નમું નિત્યે, ભલું ચિંતામણી સૃષ્ટિ.

### ગઝલ.

નમું અરિહંત નમું સિદ્ધા, નમું આચાર્ય ઉપાધ્યાય;
નમું સૌ લોકના સાધુ અનાદિ પંચ છે ભાખ્યાય.

---

## પાઠ ૨ જો.

### વંદન.

( શિખરિણી )

ગુરો ! ત્રિઃ ત્રિઃ વંદુ આવર્તન પ્રદક્ષિણા દઇ,
નમુંછું સત્કારૂં સન્માનુ ભકિતમય થઇ;
ગુરો ! છો કલ્યાણી મંગળમય ઓ ધર્મ દેવા,
અહો ! મૂર્ત જ્ઞાની ! કરૂં મન વચ કાય સેવા.

---

## પાઠ ૩ જો.

## રસ્તાના પાપોનું સ્મરણ.

( હરિગીત )

હે દેવ ઇચ્છું છું હવે, છુટો થવા હું પાપથી,
વાટે જતાં ને આવતાં, દુભવ્યા જીવો પ્રમાદથી;
પ્રાણી બીજા લીલોતરી, ઝાકળ પાણી લીલફૂલ,
માટિ સચિત જંતુ દરોને, કચરવાની થઇય ભૂલ.
એકેન્દ્રિ બેઇન્દ્રિ તેઇંદ્રીય, ચઉરેંદ્રીય પચેંદ્રિને,
આવતા સામા હણ્યા, સ્પર્શી યદિ કો ઇંદ્રિને,
ઉપદ્રવ કરી કિલામના, પરિતાપ પાડી ફાળજો,
સ્થળ ફેરવ્યું માર્યો યદિ. દુષ્કૃત્ય મુજ મિથ્યા થજો.

---

## પાઠ ૪ થો.

## કાઉસ્સગના આગારો.

( હરિગીત )

ઇરિયાવહીના પાપની શુદ્ધિ અને પ્રાયશ્ચિત થવા,
શલ્ય પાપો કર્મ કાપી, આત્મ શુદ્ધિ સાધવા;
કાઉસ્સગ કરી હું ધ્યાન ધારૂં, સન્મુખ કરી પાપો હરૂં;
આગાર તેમાં તેરથી દેહ આત્મા સ્થિર કરૂં.

૧ ૨ ૩ ૪ ૫
ઉશ્વાસ કે નિશ્વાસથી છીંક ખાંસી બગાસથી,

ઓડકાર્યે[6] વાસર્યે[7] ચડે ફેર[8] મૂર્છા[9] પિત્તથી[10];
દેહ[11] દ્રષ્ટિ[12] શ્લેષ્મ[13] થોડા અસ્થિર કે ચંચળ બને,
આગાર જાતા દેહના કાઉસ્સગ તો નિશ્ચળ બને.
સ્થિર થઇને મૌન ધારૂં ધર્મ ધ્યાન મહિં ફરૂં,
કષાય ને જોગો બુરા, દુષ્ટાત્માને વોસિરૂં;
નવકારથી અરિહંતને નમતો થકો છુટો બનું,
પાપ મુકિત સાધવાને, ધ્યાનમાં અબ સ્થિર બનું

[ ધ્યાન ધરવું. ]

---

## પાઠ ૫ મો.

## જીન પ્રભુની સ્તુતિ.

( હરિગીત )

ત્રણ લોકમાં ઉદ્યોતકારી તીર્થ સ્થાપક જીનવરા,
સ્તુતિ કરીશ અરિહંતની ચોવીશ જીન કેવળધરા;
ઋષભ[1] અજિત[2], સંભવ[3] પ્રભુ વંદુ અભિનંદન[4] વળી,
સુમતિ[5], પદ્મ[6] પ્રભુ, સુપાર્શ્વ[7] ચંદ્રપ્રભ[8] વાંદુ વળી.

૯ ૧૦ ૧૧
દંત પુષ્પ સમા સુવિધિ શીતળ ને શ્રેયાંસજિન,
૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬
વાસુપુજ્ય વિમળ, અનંત ધર્મનાથ ને શાંતિજિન;
૧૭ ૧૮ ૧૯ ૨૦
કુંથું અને અરનાથ, મલ્લિ મુનિસુવ્રત છો પ્રભુ ,
૨૧ ૨૨ ૨૩ ૨૪
નમિ, નેમનાથ ને પાર્શ્વ પોતે વર્ધમાન નમું પ્રભુ.
એ દેવની સ્તુતી કરૂં મલ, કર્મ ધોયો છે વળી,
જન્મ જરા મૃત્યુ મટાડયા ચોવિશ જિન બહુ કેવળી;
તિર્થંકરો પ્રસન્ન થજો કીર્તિ કરી વંદ્યા પૂજ્યા,
ત્રિલોકમાં ઉત્તમ તમારા, પાદ ઇંદ્રોએ પુજ્યા.

---

## પાઠ ૬ ડો.

## સામાયિક પ્રતિજ્ઞા.

( હરિગીત )

આપ કામ બધા મૂકી સમભાવમાં સ્થિત્ થાઉં છું,
હે પુજ્ય............ઘડી સુધી સંસાર નિવૃત થાઉં છું
પાપો કરૂં ના કે કરાવું મન વચન કાયા કરી,
ત્રણ લોકમાં..............કોટીથી ત્યાગું બધું સંવર ધરી.

---

## પાઠ ૭ મો.

## નમસ્કાર સાથે સ્તુતિ.

( હરિગીત )

નમસ્કાર કરૂં સ્તુતિ અરિહંત જિન પ્રભુ ભગવંતની,
આદિ કર્તા ધર્મની, તીર્થંકરો જયવંતની;
આપ બુદ્ધિથી બુઝયા પુરૂષ ઉત્તમ સિંહ જે,
પુંડરીક સમ કોમળ કમળ નર ગંધ હસ્તિ રૂપ જે.
ત્રિલોકના એ નાથ ઉત્તમ લોકનો હિત દીવડો,
લોકમાં ઉદ્યોત કરતા સંયમ જીવી એ વડો!
સમ્યક્ અને સંયમ ધર્મ ધર્મતત્વ પ્રબોધતો,
ધર્મ નાયક સારથી ચક્રવર્તી ગતિ જીતતો.
દ્વીપ છે ભવસાગરે તારક શરણુ દુર્ગત તણા,
નથી ભૂલતા કોઇ'દિ પ્રભુ સંપૂર્ણ દર્શન જ્ઞાનના;
તારે તરે જીતે જીતાવે જાણે જણાવે તત્વને,
ભવ બંધથી મૂકાઇને મૂકાવતા પણ અન્યને.
સર્વજ્ઞ સર્વ દર્શી એ કલ્યાણ રૂપ અચળ અરોગ,
અક્ષય અવ્યાબાધ સુખીયા નાશવંત રમે ન ભોગ;
આવે નહિ ભવમાં ફરી, સિદ્ધિ ગતિને શીવવરા,
ભય માત્રનો વિજય કર્યો વંદુ હું એવા જીનવરા.

# પાઠ ૮ મો.

## સામાયિક દોષ મુક્તિ.

( વસંતતિલકા )

સામાયિક વ્રત કર્યું નવમું શ્રાવકનું,
અતિચાર પાંચ થકી પાપ થયું સેવનનું;
મન વાણી, કાય, માઠા પ્રણમ્યા યદિ જ,
અપૂર્ણ પાળ્યું કર્યું વેઠીઆની પરે તે. ૧

શુભ દેહથી ન સ્પર્શ્યું નહિ પાળ્યું પ્રીતે,
કીર્તિ કરી ન પુરૂ કર્યું ન શોભાવીયું તે;
આરાધ્યું ન ન આજ્ઞા રૂપ પાળવાથી,
મિથ્યા થજો દુષ્કૃત બધા સંભારવાથી. ૨

મન—વાણીના—દશ દશ કાયાના બાર
બત્રીસ દોષ મહીં ધિક સેવ્યો ( અ ) તિચાર,
સ્ત્રી—ભત્ત—દેશ ને રાજ તણી કુથલિઓ,
એ રીત પાપ લાગ્યા તે મિથ્યા હજો હો. ૩

આહાર ભય અને મૈથુન કુચેષ્ટા,
મૂર્છા પરિગ્રહ તણી સંજ્ઞા અનિષ્ટા;
સામાયિક મહિં અને સ્વાધ્યાય કરતાં,
અશુદ્ધતા થઈ અરે ધિક શુદ્ધ રહતાં. ૪

વિધિ સહિત યદિ સામાયિક ના થઈ જો,
દોષો અને અતિક્રમ વ્યતિક્રમ થતાં જો;
અતિચાર અને અણાચારો અકળા થતો હો,
પસ્તાઉં હું પ્રભો ! હૃદય સાક્ષી હજો હો. ૫

અનુવાદક—ધી. કે. તુરખીયા.

# માર્ગાનુસારી ( પ્રાથમિક જૈન ) ના ૩૫ ગુણો.

( હરિગીત. ) [ ગઝલમાં ગવાય છે ]

કર્તવ્ય કેરૂં ભાન થાતાં સત્ય માનવ થાય છે,
ધર્મની સન્મુખ થતાં માર્ગાનુસારી થાય છે;
ધર્મ થતી શરૂઆતમાં વર્તાવ સીધા થાય છે,
નીતિ નિપુણુ પાંત્રીશ કે'તા પ્રથમ ગુણુ તો થાય છે. ૧
ધન મેળવે તે ન્યાયથી ને સત્ય મહેનત જાતથી,
દીલના દગા કપટાઇ કે જુઠાઈ કાઢે લાતથી;
પરણે યદિ તો સુશીલ પત્નિ કુળ શીલ ગુણે સમી,
સ્વધર્મ પાલક અન્ય ગોત્રી સુખમાં રહે તો ના કમી. ૨
આચાર શિષ્ટ પ્રશંસતોને આપ પોતે પાળતો,
કામક્રોધ ને લોભ માન, હર્ષ મદ રીપુ ટાળતો;
વશ કરે ઇંદ્રિય બધી, ઉપદ્રવ વિનાના ઘર વસે,
બહુ ગુપ્ત કે ઘોંઘાટમાં, નહિ દ્વાર બહુ સજ્જન વસે. ૩
પાડોશ સારો જોઈ રહેવું, માત્ર ડરવું પાપથી,
જે દેશના આચાર જે જે, પાળવા તે પ્રેમથી;
અપવાદ કે નિંદા ન કરવી, રાજ્ય કે કો' ધર્મની,
આવક વિચારી ખર્ચ રાખે, શીખ એ છે મર્મની. ૪
વૈભવ પ્રમાણે વેશ પહેરે, છલકાઈ ના જાવું [illegible]ી,
માતાપિતા સેવો ગુરૂ (જન), સુખ જીંદગી ચ[illegible]ડો યદિ;

સત્ ને સદાચારી જનોનો, સંગ રાખો સર્વદા,
કૃતજ્ઞ થાવું કામ જોવું, ભુલવું નહિ એ કદા. ૫
નિત નિત નિયમીત ખાવું ને, લોલુપ મન ના રાખવું,
ખાવું નહિ થાતાં અજીરણ, મિષ્ટ પણ વિષ માનવું;
જ્ઞાન વૃદ્ધ ને ચરિત્રી, સેવવા સ્નેહે ખરે,
નિંદીત કાર્યોમાં કદી, પ્રેરાઈ ના કરશો અરે. ૬
સ્ત્રી–પુત્ર આશ્રિતો વળી, કુટુંબ ને માબાપનું,
પોષણ કરો દીલ ઉજળું, રાખો સદા નિષ્પાપનું;
સૌ કાર્ય માંહે દીર્ઘ-દૃષ્ટિ રાખવી દીલમાં દયા,
ધર્મ શ્રવણ કરતા વિચારો કેમ મહાપુરૂષો થયા ? ૭
બુદ્ધિ વધારે આઠ ગુણો, જોગ એવા મેળવો,
ગુણો વિષેનો પક્ષ લેવા નિત્ય મનને કેળવો;
છોડો કદાગ્રહને સદા દિન દિન જ્ઞાન વધારવું,
સાધુ અતિથિ ભિક્ષુકોને શીખજો સત્કારવું. ૮
ધર્મ અર્થ ને કામ સાધો સમયના વિભાગથી,
આશક્ત ભાવે ના ખુંચો કહું ધર્મને પહેલો કથી;
જે દેશકાળ થકી નિષેધ્યું, આચરણ ના આચરો,
બળ કે અબળ પોતાતણું, જાણી શરૂ કામો કરો. ૯
લોકના રિવાજ જેવું, શોભિતું સૌ આદરો,
કુશળ રહો પરમાર્થમાં, ઉપકાર થાયે તે કરો;
લજ્જા ધરો ને સૌમ્યતા રાખી સદા સ્નેહ કરો,
આદર્શ ગૃહસ્થ ધર્મ એવો ભવ્ય જીવો આદરો. ૧૦

માર્ગાનુસારી ધર્મ એ પાંત્રીસ ભેદેથી ધરો,
ઉત્તમ આચારો થકી *પાંત્રીસ થાયે પાધરો;
એ પ્રથમ કોટી જૈનની પુરી થયે શ્રાવક બને,
સાધુ બની ચિંતામણી પરમાત્મની પહોંચે કને. ૧૧

ધી કે. તુરખીયા.

## ઉપદેશી કાવ્ય.

(દોહરા)

રાગ ન ધરજે દ્વેષ ન કરજે, શત્રુ મીત્ર સમજાણ;
એવી ભાવના નિત્ય કરીશ તો, પામીશ કેવળજ્ઞાન. ૧
વચનામૃત વિતરાગનાં, પરમ શાંતિ સુખ મૂળ;
ઓસડ એ ભવ રોગનું, કાયરને પ્રતિકૂળ. ૨
માનો તૃષ્ણાળુ ગરીબ, સંતોષી ધનવાન;
દીલની જ્યાં ઉદારતા, શ્રીમંતાઈ ત્યાં માન. ૩
ધર્મ કરતાં સુખ મળે, ધર્મ કર્યે નિરવાણ;
ધર્મ તણા સાધન વિના, નર તે પશુ સમાન. ૪
જ્ઞાન થકી સંશય ટળે, જ્ઞાન કરે ગુણવાન;
જ્ઞાન તણા સાધન વિના, નર તે પશુ સમાન. ૫
કહેવાથી કરવું ભલું, જ્ઞાન ક્રિયાથી મોક્ષ;
જાણે પણ ના આદરે, સમજો તે દુર્લક્ષ ૬

* પુરો લાયક.

સાંભળવું કે વાંચવું, સમજ્યાનું પરમાણ;
સમજી કરી બતાવવું, સાચો તે ગુણવાન. ૭
શ્રાવકનું કુળ પામીને, લીધું નહિ જીન નામ;
જળ વિનાનો જ્યમ કુવો, ખોદે થયું ન કામ. ૮
ભૂલચુક કદિ થાય તો, માફ માગો તત્કાળ;
દીલ ને મન ચોકખા કરી, મેલ ભિતરનો ટાળ. ૯
પ્રેમ થકી માણી દઉ, સુખી પ્રેમથી લોક;
પ્રેમ જગે ફેલાવતા, મીત્રોના બહુ થોક. ૧૦
ઘડી ટકોરાથી કહે, જીવન વિત્યું જાત,
કરવું હોય તે તરત કરો, પછી આવશે રાત. ૧૧
પાપ તાપ અજ્ઞાનને, ટાળી કરે પ્રકાશ;
સમતા આપે સુખ દુઃખે, જ્ઞાન તણો ઉજાસ. ૧૨
ત્રણ ગતિ છે ધન તણી, દાન ભોગ ને નાશ;
મિત ભોગો કે દાનમાં, ખર્ચે નહિ તો નાશ. ૧૩
નામ રહે છે જગતમાં, રહે ન ચંચળ ધન;
કીર્તિનાં જે કોટડાં, અમર થયા તે જન. ૧૪
દુઃખ દર્દ આફત પડે, જંજાળમાં પણ ખુશ;
ખરા મર્દ તેને ગણો, હર હાલતમાં ખુશ. ૧૫
સંત સંતાપે ત્રણ ટળે, ધર્મ સુખ ને વંશ;
ના માનો તો જઇ પૂછો, જાદવ, રાવણ કંસ. ૧૬

**ધી. કે. તુરખીયા.**

## આત્મભાન.

(ગઝલ)

જુદું છે જડ ચેતનથી, થયું જો ભાન આવું તો,
ગયા સંસારના તાપો, હૃદય શીતળ બન્યું મુજતો;
કરૂં ક્રીડા ચિદાનંદે, મળ્યું સદ્જ્ઞાન આવું તો,
રમું હું મુક્તિના વાટે, બની બાળક પ્રભુનો તો.
પ્રકાશ્યો આત્મ હીરો જો, સ્વરૂપનું જ્ઞાન પ્રકટ્યું તો,
ઉડી ચાલ્યું બધું અજ્ઞાન, નિહાળું આત્મ જ્યોતિ તો;
સ્વરૂપનો ભાનુ પ્રકટ્યો જો, ગયું મિથ્યાત્વ મારૂં તો,
હૃદય શાંતિ છે આજે, ગઇ ચીંતા સકળ મુજ તો.

## સત્ પુરૂષો.

દિપક છે જ્ઞાન જ્યોતિના, સહજ જે સુખ સાગર છે,
સદા સમભાવને ધારી, વિરક્તિને વરેલા છે;
વિપત્તિ આવતી જ્યારે, શરણ નહિ સંત શોધે છે,
રહે નિજ રૂપમાં રાચી, મરણ નહિ ત્રાસ આપે છે.
વિષયને દૂર રાખીને, રૂડા આચાર પાળે છે,
અમારા ધર્મના ભૂષણ, શુભાશુભ કર્મ ટાળે છે.
સિંધુ અહિંસાનો, અમોલો ધર્મ ધારે છે,
ધા આ આત્માના ગુણો, વિરલ કો સંત રાખે છે.

## દંભી પુરૂષો.

ન જાણે ધર્મને જેઓ, લડે સૌ સાથ અજ્ઞાને,
પોતાનો એકડો ઘુંટી, પડેલા પક્ષપાતે તે;
ન માને કોઇનું જરીએ, અભિમાને ડૂબ્યા જાણે,
બની દંભી ગણે જ્ઞાતા, હૃદય પાપે ભરે છે તે.

ફરે છે લક્ષ ચોરાશી, કુકર્મો કંઈક બાંધીને,
મહા વંટોલથી જાણે, ગગનમાં પાન ઉડયું તે;
હૃદય છે રાગ દ્વેષોમાં, ખરૂં નહિ ભાન છે જેને,
ઠગીને નીજ આત્માને, અધોગતિ આપ વ્હોરી લે.

## સમ્યક્ પુરૂષ.

(છપ્પા)

આત્મ જ્ઞાનમાં પ્રીત, મથે છે મુક્તિ માટે;
મન વાણીમાં સત્ય, રમે છે નીતિ વાટે,
દ્વેષ તણું નહિ નામ, નહિ પર્યાયે બુદ્ધિ;
નહિ સંસારી સંત, નહિ કો નામજ ધારી,
આત્મહિત હૈડે ધરી, સ્વરૂપ સમજે જેહ;
આત્મવીર્ય પ્રકાશીને, સિદ્ધિ વરતા તેહ. ૧

આત્મ લક્ષ્મિ ઉપેત, લખપતિ જાણો મોટો;
પણ પ્રભુનો છે દાસ, મળે નહિ જેનો જોટો,
જગ કેરાં સુખ દુઃખ, સ્પર્શ કરે નહિ જેને;
સુખમાં દિલ છલકાય, નહિ કંઈ વિષયો જેને,
આવા ઉત્તમ ગુણથી, શોભે સજ્જન જેહ,
સમ્યક્ નર તે જાણવો, એમાં નહિ સંદેહ. ૨

સુ૦ જી૦ શાહ. બી. એ.

# આત્મવિચાર.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ. )

ક્રિયા કરે જે મન વાણી ને દેહ આ,
'દંડ' નામથી શાસ્ત્ર મહીં સમજાયજો;
ત્રિવિધ એવા ક્રિયા દંડ નહિ આતમમાં;
'આત્મરામ' આ મ્હારો નિર્મળ હોય જો. ૧
લોક મહીં જે 'આત્મરામ' તે 'પર' તણા,
વસ્તુઓના દ્વંદ્વો જે કહેવાયજો;
'પર' રહિત એ 'આત્મરામ' ને જાણવો,
'પર' વિનાનો દ્વંદ રહિત તે થાય જો. ૨
રાગ દ્વેષનું નામ નહિ જેમાં મળે,
સ્વરૂપ જેનું મોહ શૂન્ય મનાય જો,
શરીર વિણુ તે દેહ વિનાનો જાણજો,
આલંબન વિણુ નિરાલંબી હોય જો. ૩
રાગ વિણુ તે રાગ દશા નહિ પામતો,
રાગ દ્વેષ કે મૂઢતાનું નહિ નામજો;
ભય વિનાનો નિર્ભય નિત્યે માનવો.
આવા ગુણથી દીપે 'આત્મારામ' જો. ૪
પરિગ્રહ કેરી ગાંઠ વિના નિગ્રંથને,
રાગ, મોહ કે મિથ્યા નહિ નિદાન જો;
કામ, ક્રોધ કે માન મદોના દોષના,
આત્મારામમાં આવ્યા નહિ નિશાન જો. ૫

## મનહર છંદ

બાળક કે બુઢ્ઢો નહિ, વળિ એકે સ્થિતિ નહિ,
આત્મારામ તણો નહિ, કરતા કારણ છું;
અન્યથી કરાવું નહિ, મોંઘા મારા સ્વરૂપને,
કરાવનારાને કદિ, ટેકો નહિ આપુ છું. ૬
રાગ દ્વેષ મોહ તણું, રૂપ મારૂં કદી નહિ,
આવા રૂપ તણો નહિ, કરતા કારણ છું;
અન્યથી કરાવું નહિ, આવા સ્વરૂપને કદી,
કરાવનારાને કદી, ટેકો નહિ આપું છું. ૭
ક્રોધ, માન, માયા, લોભ, આત્મરામ જાણે નહિ,
એવા દોષ તણો નહિ, કરતા કારણ છું;
અન્યથી કરાવું નહિ આવા દોષ કદી હું,
કરાવનારાને કદી, ટેકો નહિ આપું છું. ૮
આત્મારામ તણું અહો સ્વરૂપ અજબ બહું,
જ્ઞાનની અસિમતાએ, કેવળજ્ઞાની માનવો;
અનંત દર્શન થકી, ગણું કેવળ દર્શની,
મહાસુખ શક્તિ તણો, સાગર તે ધારવો.
આવા ગુણ થકી શોભે અમૂલ્ય આ આત્મારામ,
ખરેખર ખ્યાલ નિજ સ્વરૂપનો જાણુવો. ૯
આત્મારામ આવા નિત્ય, ભાવમાં રમી રહે છે,
'પર' તણા ભાવને કદાપિ નહિ લાવતો;
જ્ઞાની સહુ વસ્તુને નિહાળે સહુ વસ્તુઓને,
આવો મ્હારો આત્મરામ નિજ રૂપે રમતો. ૧૦

( ઓધવજી સંદેશો—એ રાગ. )

આત્મરામ અવિનાશી આવ્યો એકલો,
જ્ઞાન અને દર્શન છે તેનું રૂપ જો;
બાહેર ભાવો સ્પર્શ કરે નહિ આત્મને,
'પર' થકી છે તેનું ભિન્ન સ્વરૂપજો. ૧૧
સર્વ પ્રાણી પર સમતા ભાવો રામતો,
વસે નહિ જ્યાં વેર માત્રનું નામ જો;
લોક તણી સૌ આશાઓને ત્યાગીને,
સમાધિમાં હું જોઉં મ્હારા રામજો. ૧૨
વિકલ્પ છોડી આત્મરામને જોડતા,
મહત્ પુરુષ જે નિજ આત્માની સાથજો;
યોગ ભક્તિ તો તેજ પુરૂષની જાણવી,
અન્ય પ્રકારે યોગ તણી નહિ વાતજો. ૧૩
દ્રવ્ય આવ્યું છે મુજ આગળ આ પારકું,
સમજી એવું છોડે પરનું દ્રવ્ય જો;
'પરભાવો' ત્યમ આત્મ જ્ઞાનીઓ છોડતા,
સ્વરૂપ સમજી ગુણને લેતા દ્રવ્ય જો. ૧૪
સંબંધ છે નહિ મોહ સાથ કાંય માયરો,
જ્ઞાન અને દર્શનમાં રમતો નિત્યજો;
આત્મરામનો જ્ઞાતા હું આડકું નહિ,
ભાષણ મ્હારો મોહ શત્રુ નિશ્ચીંત જો. ૧૫

સ્વરૂપ તો છે એકજ મ્હારા આત્મનું,
વિશુદ્ધ દર્શન જ્ઞાનમય તે હોય જો;
આત્મરામ વિણુ પરમાણું કો વિશ્વના,
તલ માત્ર નહિ આત્મરામમાં હોયજો. ૧૬
કંચન તજતો નિજ રંગ જે નહિ કદિ,
ભલે સહે તે અગ્નિ કેરો તાપ જો;
આત્મરામ ત્યમ છોડે નહિ નીજ રૂપને,
કર્મ તાપમાં તપ્ત ભલે હો આપજો. ૧૭
નિશ્ચયવાદે એક અને વિશુદ્ધ હું,
માયા વિણુ હું દર્શન જ્ઞાને પુર્ણ જો;
શુદ્ધ આત્મમાં સ્થિત કરીને આત્મને,
ક્ષય કરૂં છું ક્રોધાદિક સંપૂર્ણ જો. ૧૮
અનુભવે જે ખરૂં આત્મનું રૂપ આ,
પામે તેઓ આત્મ તણુ સત રૂપજો;
અનુભવે એ આસત્ આત્મનું રૂપ તો,
પામે છે અસન્ નિજ સ્વરૂપ જો. ૧૯
અનુભવું નહિ આત્મ તણા હું રૂપ આ,
અંશ થાત્ર જો રાગ દ્વેષનો હોય જો;
તથા કામનો શાસ્ત્ર વિશારદ ધર્મનો;
રાગદ્વેષનો સ્પર્શ માત્ર જો હોય જો. ૨૦
દેહાદિ પર દ્વવ્યો થાતા છિન્ન ભિન્ન,
કે વિકારે થાતા કો અદ્રશ્ય જો;

વિચરતા વા સ્વેચ્છાયે કો કારણે,
પણ પામે નહિ આત્મ તણો એ સ્પશ જો. ૨૧
સ્વરૂપ મારૂં સમજીને આ રીતથી,
આત્મ રૂપમાં પામું હું સંતોષ જો;
આત્મરૂપમાં તૃપ્ત થવાથી આવતો,
જીવ સકલને અખંડ સુખનો કોષ જો. ૨૨
આત્મરામ તો જ્ઞાન તણો સાગર સદા,
ખરેખરો તો જ્ઞાયક વીર ગણાય જો;
આત્મરામ જ્ઞાયક ને જ્ઞાની વળી,
જ્ઞાની જ્ઞાયક વિણુ અન્ય નહિ હોય જો. ૨૩
આત્મરામમાં આવ્યા છે નહિ કોઇ પણ,
રસ, રૂપ કે ગંધ, શબ્દ વા સ્પર્શ જો;
સૂક્ષ્મ રૂપે ચેતન ગુણ ધારી સદા,
નિરાકારી નહિ કો લક્ષણ પાસ જો. ૨૪
દર્શન જ્ઞાને મહા હેતુ તે જાણવો,
ક્રોધાદિક ભાવોનો નહિ જયાં વાસ જો;
ક્રોધ મહિ તો ક્રોધ વસે છે સર્વદા,
ક્રોધ રહે નહિ જ્ઞાન દર્શન પાંસ જો. ૨૫
સમ્યક્ જ્ઞાની ખરા રૂપને જાણીને,
પુદ્ગલ યાને રાગ દ્વેષના તત્વજો;
એ પુદ્ગલનું ફળ 'ઉદય' ને જાણવું,
ભાવ ગણું છું ક્રોધાદિકના સત્વ જો. ૨૬

ક્રોધાદિક ભાવોને તે જાણું ખરો,
પણ રાખે નહિ એને આત્મારામ જો;
આત્મરામ તો જ્ઞાયકતામાં રાચતો;
જ્ઞાની જ્ઞાયક બન્ને આત્મારામ જો. ૨૭
ચેતન ધારી આત્મરામ જે શોભતો,
ભેદ જ્ઞાન પ્રજ્ઞાન થકી ઓળખાય જો;
આત્મરામ કે 'હું' માં છે નહિ ફેર કંઈ,
પરના ભાવે 'હું' થી પર મનાયજો. ૨૮

સુ૦ જી૦ શાહ, બી. એ.

---

## આત્મ ધર્મપર વિચારો.



( હરિગીત છંદ. )

દેખાય છે મુજ દૃષ્ટિથી જે વસ્તુઓ આ વિશ્વની,
તે જાણતી જરીએ નથી કંઈ વાત એ કે જ્ઞાનની;
જ્ઞાની ગણાતો આત્મ તને ઈંદ્રિયો દેખ નહિ,
કહો વાત કેને જઈ કહું બસ આત્મમાં રાચું સહી. ૧
'પર' સ્પર્શ કરવા જોગ નહિ તેથી ગ્રહણ કરતો નથી,
પણ ઉચ્ચ મારા આત્મની વિભૂતિઓ તજતો નથી;
જ્ઞાની રહ્યો તે સર્વથા તેથી અનુભવ તેહનો,
કરતો રૂડો દીન રાત ઉંડો ખ્યાલ મારા આત્મનો. ૨

જ્ઞાની કહે પરમાત્મ જેને તેજ 'હું' તો છું ખરો,
સમજાય છે જે હું થકી પરમાત્મ તે માનું અરે;
'હું' તથા પરમાત્મમાં કંઈ ફેર જરીએ છે નહિ,
આ વાતને સમજી ભલા ઉપાસના કર 'હું' તણી. ૩
આવે ભલે આ લહરીઓ નિત્ય રાગ કે બહુ દ્વેષની,
મન વાણી જો ડોલે નહિ ચિંતા નહિ તે લહરીની;
અડોલ એવા પ્રાણીઓ નિજ સ્વરૂપનો અનુભવ કરે,
બીજા બિચારા આત્મનું કલ્યાણ કહો ક્યાંથી કરે ? ૪
કરવો નિરંતર ક્ષોભ એતો મનતણું નહિ તત્ત્વ છે,
મનમાં રહે છે ક્ષોભ એ મુજ આત્મની ભ્રાંતિજ છે;
આવું વિચારી છોડવું મન ક્ષોભવાળું હોય તો,
સત સ્વરૂપ તો સમજાય છે દિલ શાંતિવાળું થાય તો.
જો મન અને આ તન થકી નિરખું નિરાળો આત્મને,
જો રાખતો મન આત્મમાં, સમજી બરાબર સ્વરૂપને;
વ્યવહાર વાણી વાંછના જો થાય અળગા આત્મથી,
તો નિરખવા નિજ રૂપને, નહિ વાર જરીએ લાગતી. ૬
જે પામરો સમજે નહિ કંઈ ભેદ કાયા આત્મનો,
રમતા ફરે સંસારમાં કરી સ્વાદ માયા જાળનો;
પણ આત્મ એ તો આત્મ છે એ વાત જ્ઞાની માનતા,
સંસારને દુઃખનો ભરેલો જ્ઞાનીઓ સૌ ધારતા. ૭
આત્મ વિણ કો કાર્યને જ્ઞાની કદિ કરતા નથી,
કિન્તુ કદી કરવું પડે તો લીન તે થાતા નથી;

મન, વચન, કાયા આત્મ છે નહિ આત્મ જેઓ ધારતા,
સરજાવતા સંસારને જો દૃષ્ટિ એવી રાખતા. ૮
આત્મથી જે ભિન્ન તે પરમાત્મના અભ્યાસમાં,
પરમાત્મ પદને પામતા તન્મય થવાથી આત્મમાં;
વાટથી છે દીપ જુદો દીપમાં ડુબ્યા થકી,
તે દીપ પદને પામતી શંકા જરી એમાં નથી. ૯
આત્મની ભક્તિ વડે, પરમાત્મ પદને ધારતા,
મન્મથ વડે વૃક્ષો બધા, જ્યમ અગ્નિનું રૂપ પામતા;
અનુભવ થકી ત્યમ આત્મને બહુ તત્ત્વ ઉંચુ આવતું,
એ તત્ત્વના આનંદમાં દીલ જ્ઞાનીનું ડુબી જતું. ૧૦
આનંદ શુભ આવી જતાં વિષયો જરા ગમતા નથી,
અણ માગતાં આવી મળે; પણ ચિત્તમાં ઠરતા નથી;
નિજરૂપના અનુભવ મહીં ડુબી જતાં જે પ્રાણીઓ,
સત્ય સુખના દરીઆ મહીં રમતાં રહે તે જ્ઞાનીઓ. ૧૧

( સોરઠા. )

અળગા રહી વ્યવહારથી લીન આત્મમાં થાય,
અચળ સુખ સંયોગ નિશ્ચય નર તે પામતો. ૧૨

અનુવાદક: **સુ. જી. શાહ. બી. એ.**

---

( ગઝલ. )

સુખી થાવા કદી તારૂં. સખે જો ઉર ઇચ્છે તો,
જરા પણ વાસના કરજે, કદી સારા નઠારાથી. ૧

હવામાં એકલો રહેજે, હૃદય દૃષ્ટિ કરી ખુલ્લી,
જગત પડદો બધો દેખીશ, તું ત્યાં શાંત વૃત્તિથી. ૨
હવા આ ઉષ્ણ વહતી જે, જગતનાં પ્રાણીઓ માટે,
હૃદય તારૂં નહિ સહશે, બન્યું જે કુમળું પ્રેમે. ૩
ઘણા ઝેરી અને તીણા, ભર્યા છે કટકો તેમાં,
ભૂલ્યો તો વાગશે ઉંડા, પછી થાશે શું તારાથી?
પ્રણય એ ના કદી સાચો, થતો જે દૃષ્ટિના પડમાં,
ખરેખર ઝેરનાં ઝરણાં, વખત જાતાં વહી રહેશે. ૫
ગરીબ કે રાંક ના થાનો, કદી સંયોગ ના મળતાં,
પ્રભુના પ્યારમાં સઘળું, અહો અદ્રશ્ય સીધું છે. ૬
અહો શાંતિ તણી મૂર્તિ, ખડી એકાકી ત્યાં થાશે;
નહિ પરવા પછી રહેશે, જગતનાં દૃશ્ય જોવાને. ૭

હર્ષચંદ્રજી.

---

(હરિગીત છંદ)

હે ભવ્ય ભાવિક વીર વાણી, સ્નેહથી સૌ સાંભળો,
ભવ તાપનો ઉતાપ લાગ્યો, તો હવે પાછા વળો;
ત્યો ગર્વ કાઢી સર્વ મનનો, ઉર શાંતિ મેળવો,
થાઓ અહો! સૌ ગુણગ્રાહી, નમ્રતાને કેળવો. ૧
હે સુજ્ઞ! શોધો અંતરે એ, કોણ છો ક્યાંથી થયા?
કોના સબંધે સર્વ સાથે, સ્નેહથી આવી રહ્યા?

શા હેતુથી ભવ સંતતિ, આ જીવની રે, રે વધે ?
એ તત્ત્વનો જો ખ્યાલ આવ્યો, દૃષ્ટિ પહોંચી ગઈ બધે. ૨

આ દેહમાં શું વસ્તુ છે, જે દુઃખ આપે જીવને ?
શું એવી વસ્તુ આવી પહોંચે, પામો સર્વ સુખને ?
એ સત્ય વસ્તુ પામવાને, ધ્યાન એકાન્તે ધરો,
જો વસ્તુ એ સમજી શકયા તો, તર્ત મોક્ષને થશે. ૩

હે માનવી! મનમાં બધી આ, ભાંગ ઘટ તું શું કરે ?
મારૂ અને આ પારકું, એ બંધ બાંધી કાં ફરે ?
જો તું નજર લાંબી કરીને, સર્વમાં એ એક છે,
ફોગટ અહો મમત્વ કરવો, શું કહો વિવેક છે ? ૪

દોષી જનોના દોષ જોવા, ચિત્ત વૃત્તિ ના કરો,
ગુણી જનોના ગુણ ગાવા, પ્રેમને આગલ ધરો;
આંતર રહેલાં હોય ઉંડા, દોષ તેને દ્યો તજી,
રે ! સર્વ રીતે પાત્ર થાઓ ! સાધ્ય સાધન લ્યો સજી. ૫

અસાર આ સંસાર સાગર, પાર જાવા જો ચહો,
આશા તણો તો પિંડ મૂકી, શુદ્ધ વૃત્તિને ગ્રહો;
રે! સર્વ યોગો સ્થિર ભાવે, શાન્ત રૂપે સ્થાપશો,
તો હર્ષના વાદિત્ર સાથે, દિવ્ય જ્યોતિ પામશો. ૬

હર્ષચંદ્રજી.

(હરીગીત.)

સદ્ ધર્મ છાંયા છોડીને, પાતક તણે તાપે તપ્યો,
ચીંતામણી રૂપ ધર્મ ત્યાગી, વિષયનો કીડો બન્યો;
નીંદીત થયો દુનિઆ પરે, કિંચીત કમી રાખી નહી,
શાપીત થયો બદકામથી, ખોઈ પ્રતિષ્ઠા જગ મહીં. ૧
દિવસો વિત્યા દુષ્કર્મના, દુર્દૈવ રૂપ છાઈ નીશા,
અંજામના અંધેરમાં હા, સુઝતી નથી કો દીશા;
સૌ અધમ નીચ ચરિત્રનાં, ચિત્રો ભયંકર રૂપ લઇ,
સામે ઉભાં બદલોજ લેવાં, જીવહર શત્રુ થઇ. ૨
ત્રાસુ અહા! કંપુ થરથરૂં, જોવું નીજ હાલત અરે,
પ્રભુ માફ કર તું! માફ કર, પસ્તાઉં છું હું આખરે;
નાકીં મહા પાપી જીવન આ, યમદૂતો આવી હણો.
અગ્નિ પ્રજાળો શરીરને, ને ચુરચુર હૃદય બનો. ૩
મુજ તુલ્ય જે જન આ જગતમાં, કુકર્મો કરનાર છે.
તેને હજારો વાર બસ, ધિક્કાર છે ફિટકાર છે;

+ + + +

ધરી અવતાર માનવનો, કર્યાં દુષ્કર્મ દેહથી;
સંતાપની સરિતા વહાવી, દુષ્ટતાના મેહથી. ૪

(માયાવી મોહીની.)

# બોધ વચનો.

માન અપમાન સમચીત ગણે, સમ ગણે કનક પાષાણ;
વંદક નિંદક સમ ગણે, ઇસો હોય તુજ જાણ. ૧
પુદ્ગલમેં રાતો રહે, એહી જાગ્રે નિધાન;
તસલાભે લોભી રહે, બહિર આત્મ અભિધાન. ૨
પુદ્ગલ ભાવ રૂચી નહિ, તો તે રહત ઉદાસ,
અંતર આત્મ એ લહે, પરમાત્મ સ્વરૂપ. પ્રકાશ. ૩
ન્યારો આપ સ્વરૂપમેં, ન્યારો પુદ્ગલ ખેલ;
પરમાત્મા તસ જાણીએ, કાટે ભવકો મેલ. ૪
જગત મરણસે ડરત હે, તુજ મન હે આનંદ;
કબ મરણાં કબ ભેટસાં, પુરણ પરમાનંદ. ૫
ગુણી જનકો વંદણા, અવગુણ દેખ મધ્યસ્થ;
દુ:ખી દેખ કરૂણા કરે, મીત્ર ભાવ સમસ્ત. ૬
અખંડ અક્ષય શાસ્વતું, દેખી આત્મ સ્વરૂપ;
ચીત્તે ચમકયો આત્મા, અરે! હુ તો મહા ભૂપ. ૭
સમાય તું તારા વિષે, તારૂં તારી પાસ;
પરમાં શોધન કાં કરે, ધરતો પરની આશ. ૮
દેખી આત્મ સ્વરૂપને, જાણ્યો પુદ્ગલ ખેલ;
ન્યારો તેથી આત્મા, ચિદાનંદ ગુણરેલ. ૯
અહં બુદ્ધિ પરમાં ધરી, પરમાંહી બંધાઉં;
અહં બુદ્ધિ જો આત્મમાં, તો હુ કયાં રંગાઉ? ૧૦

બુરાબુરા સબકો કહે, બુરા ન દીસે કોય;
જો ઘટ શોધું માહરો, મૂજસે બૂરો ન કોય. ૧૧
રમણી રામા દેખતાં, પ્રેમી મનમાં પ્યાર;
તેથી અધિકો સદ્‌ગુરૂ, શિષ્ય તણો નિર્ધાર. ૧૨
સમકિત દ્રષ્ટિ જીવડો, કરે કુટુંબ પ્રતિપાલ;
અંતર ઘટ ન્યારો રહે, જયેમ ધાવ ખીલાવે બાલ. ૧૩
સુતાં બેસતાં, ઉઠતાં, જે સમરે અરિહંત;
દુઃખીયાનાં દુઃખ ભાગશે, લેશે સુખ અનંત. ૧૪
મહાવીર મહાવીર જે કરે, સદા સુખીઓ થાય,
દુઃખ ભાગે દારીદ્ર ઘટે, શોગ રોગ મીટ જાય. ૧૫

---

## તત્વ વિચાર.

### ( હરિગીત. )

બહુ પુન્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મલ્યો,
તોયે અરે ભવ ચક્રનો, આંટો નહિ એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો! ૧
લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો?
શું કુટુંબ કે પરિવારથી, વધવાપણું એ નય ગ્રહો;
વધવાપણું સંસારનું, નર દેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો! એક પણ તમને હવો. ૨

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી જંજીરેથી નિકલે;
પર વસ્તુમાં નહિ મૂંઝવો એની દયા મૂજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત પશ્ચાત દુઃખ તે સુખ નહિ. ૩
હું કોણ છું! કયાંથી થયો?! શું સ્વરૂપ છે મ્હારૂં ખરૂં?
કોના સબંધે વળગણા છે? રાખું કે એ પરહરૂં?
એના વિચાર વિવેક પૂર્વક, શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનના, સિદ્ધાંત તત્વ અનુભવ્યા. ૪
તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવું?
નિર્દોષ નરનું કથન માનો, તેહ જેણે અનુભવ્યું;
રે આત્મ તારો! આત્મ તારો!! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદ્રષ્ટિ દો, આ વચનને હૃદયે લખો. ૫

રાજબોધ.



## પાંચ સુમતિ ત્રણ ગુપ્તિ.

સાધુ લક્ષણ સાચાં સમજો સાનમાં,
સમતા દરીઆ જ્ઞાને ભરીઆ બેશજો. સાધુ ટેર.
કાળ અનાદિ વિષય કષાયના યોગથી,
વિભાવ વિષમ વાટે વહન થાય જો;
સ્વસ્વભાવ ધુરાર આત્મિક જ્ઞાનનું,
નિશ્ચય ઇરીઆ સુમતિ શ્રી વીર વદાયજો. સાધુ૦ ૧

વાણી વિભાવ વિનાની નિત્યે બોલતા,
સ્વભાવની તે વદતા નિત્યે વાત જો;
વિભાવ વિમુખ બની સ્વભાવે રાચતા,
નિશ્ચય ભાષા સુમતિ શ્રી વીર ગાયજો. સાધુ૦ ૨

આત્મભાવની નિશદીન કરતા એષણા,
વિભાવને અનૈષણીક નિત્ય માનતા;
રમણતા સ્વભાવે એષણીક માનતા,
નિશ્ચય એષણા ભાખે શ્રી ભગવાનજો. સાધુ૦ ૩

આત્માના સ્વભાવ વિભાવ પ્રતિલેખતા,
વિભાવ વિષય કષાયની કરતા શોધ જો;
વિભાવને જ્ઞાન ગોચ્છે કરી ખંખેરતા,
નિશ્ચય પ્રતિલેહને વિભાવ વિખેરજો. સાધુ૦ ૪

વિષય કષાય અશુચિને પરઠાવતા,
પરઠયા વિના આત્મસુખ ન લેશ જો;
મળ મૂત્ર સમ ઈંદ્રીય વિષયો માનતા,
નિશ્ચય સુમતિ મટાડે ના ભવ કલેશ જો. સાધુ૦ ૫

મન, વચન, કાયાના ત્રણે યોગને,
સ્વપ્ને પણ વિભાવી નહિ વતાવજો;
નિત્ય પ્રતિ તે આત્મ રમણમાં જાગતા,
આઠ પ્રવચને આઠ (કર્મ) અરિહંત થા જો. સાયધુ ૬

આઠ પ્રવચનનું ઇણુવિધ કીધું ધ્યાન મેં,
પર પુદ્ગલની મમતા દૂર મુકાય જો;
ગજાવગર પણ હાલ મનોરથ રૂપ તે,
ભાવ બળે દ્રઢ થાશું તેજ સ્વરૂપ જો. સાધુ૦ ૭

મોહન ઋષિજી.



## ૧૨ વ્રત-વ્યવહાર અને નિશ્ચયથી.

(ભવ્ય લક્ષણુ સાચાં સમજો સાનમાં-ટેક.)

૧ પ્રથમ વ્રતમાંહી તે ભવ્ય વિચારતા,
વિષય કષાયે સ્વઘાત નિશ્ચે થાય જો;
કાલ અનંત તારો તે માંહિ વહિ ગયો,
લક્ષ ચોરાશીએ સ્વહિંસા ફલ પાયજો. ભવ્ય.

૨ દ્રવ્ય મૃષા, ક્રોધ, લોભ ભયાદિ જાણુજો,
સ્વને પર પરને સ્વની જે માન્યતા;
નિશ્ચય મૃષાવાદ ભાખે શ્રી ભગવાનજો. ભવ્ય.

૩ રાજા, શેઠ પંચ ચોરી દ્રવ્ય જાણુજો,
ભોગવવા ત્રેવિસ વિષય નિજના ગણી;
નિશ્ચય અદત્તાદાન ભાખે શ્રી ભગવાનજો. ભવ્ય.

૪ ચોથો આશ્રવ દ્રવ્ય મૈથુન જાણુજો,
પાંચ ઇંદરીનો પુદ્ગલ સાથે સંગજે;
ભાવ મૈથુન પાંચ પ્રકારે જાણુજો. ભવ્ય.

૫ ધન, ધાન્ય મર્યાદા સહિતનું દ્રવ્યજો,
શબ્દ, રૂપ, ગંધ, રસમાં મૂર્છા ભાવજે;
ભાવ પરિગ્રહ માને નિકટ ભવ્યજો. ભવ્ય.

૬ ઉંચી, નીચી દિશા મર્યાદા દ્રવ્યજો,
દસ દીશામાં ભવ ભ્રમણના કારણો;
તેની કરતા નિત્યે એ પ્રતિશોધજો. ભવ્ય.

૭ ભોગોપભોગ મર્યાદા વ્રત એ દ્રવ્યજો,
જ્ઞાતા ભોક્તા સ્વવસ્તુ છે ઈષ્ટ જે;
ભાવ વ્રત માને તે નિકટ ભવ્યજો. ભવ્ય.

૮ અનર્થકારી વસ્તુ ન સંગ્ર હાથજો,
મિથ્યાત્વ અવ્રત કષાય પ્રમાદ યોગને;
આત્મ સાખે અનર્થ નિશ્ચય જોયજો. ભવ્ય.

૯ પાંચ આશ્રવનો દ્રવ્યે કરતા ત્યાગજો,
વિતરાગતા અનુભવમાં આવી વસે;
નિશ્ચય સામાયિક વદે શ્રી વીતરાગજો. ભવ્ય.

૧૦ સ્વરૂપ ષટ દ્રવ્યોનું ધરતા ધ્યાનજો,
હેય જ્ઞેય ઉપાદેય દયાને ધ્યાવતા;
નિશ્ચયવ્રત ભાખ્યું શ્રી ભગવાનજો. ભવ્ય.

૧૧ આસન્ન ભવ્યો પોષધ વ્રત વિચારતા,
સ્વસ્વરૂપની પુષ્ટિ થાયે ક્યમજો;
જ્ઞાન દર્શન ચારિત્ર તપથી પોષતા,

નિશ્ચય પોષધ વ્રત ભવ્યાત્માનું થાયજો. ભવ્ય.
૧૨ બારમા વ્રતમાંહિ ભવ્ય વિચારતા,
સ્વપર નિત્ય પ્રતિ જ્ઞાન દર્શનના દાનજો;
જડ સંગી સ્વસ્વરૂપને તું શોધજે,
તો તું થાશે નિશ્ચે શ્રી ભગવાનજો. ભવ્ય.

મોહન ઋષિજી.

---

## સદ્ગુણ-સાધક ૭૨ ભાવના.

### (ભાવના પાંત્રીશી)

(હરીગીત.)

વીતરાગ વલ્લભ આપ પાસે, આજ અરજી ઉચરૂં,
દુર્ગુણ કરતો દૂરને, સદ્ગુણમાં રૂચિ ધરૂં;
ભાવનાની ભસ્મ ચોળી, નિરોગ દિવ્ય બનું અરે,
કર્મ કાષ્ટોને જલાવી, સતચિત આનંદુ ખરે. ૧
ભાવના ભવને વસી, મુજ ભૂત ભાવિ જોઉં છું,
દુષ્કૃત્યને ધિક્કાર દેતો, ધન્ય દિનને શોધું છું;
૧ આત્મ સ્વરૂપ નહિ ઓળખ્યું, ધિકકાર મમ પર બુદ્ધિનો,
ક્યારે થશે સ્વ-જ્ઞાન ભાન, ધન્ય દિન એ શુદ્ધિનો. ૨
૨ ધન કુટુંબ પરપિંડો ગણ્યા, પોતા તણા ધિકકાર છે,
સૌ બાહ્યને બંધન ગણું, ધન્ય મોહ મુક્તિ સાર છે;

૩ ઇંદ્રીય વિષય પરિવાર માટે, પાપ કર્મો બહુ કર્યાં,
ધિક્કાર એ પાપો તણો, અજ્ઞાન વશ રહી જે થયાં. ૩
પાપો બધા છોડી અહો! કલ્યાણ કરવાની ભણી,
ધન્ય દિન બુદ્ધિ જાગશે, તપ ધર્મને સંયમતણી;
૪ હિંસા કરી બહુ જીવની, ધિક્કાર એ માટે હજો,
ધન્ય પ્રભુ મુજને અહિંસા, ધર્મ શક્તિ આપજો. ૪
૫ વદતો મૃષા બહુ વાતમાં, ધિક્કાર એ જુઠા તણા,
સત્ય હિતને પ્રિય કથવાની રહો નિત્ય પ્રેરણા;
૬ વિના વિચારે ભાષવાની, ટેવને ધિક્કાર છે,
હિતમિત વિચારભર્યું કથન, અભ્યાસ થાયે સાર છે. ૫
૭ દાન તો દેતો નથી, સેવા નથી કરતો વળી,
ત્રસ સ્થાવરોના પ્રાણ લુંટયા, ભાવ જાણે કેવળી;
ચોરી કરી સંગ્રહ કર્યો, સુખ પરતણું પેખ્યું નહિ,
ધિક્કાર એ વૃત્તિ તણો, દુષ્કૃત્ય દુર કરવા સહી. ૬
૮ વિષયમાં બની અંધ રહ્યો, વાસના ધિક્કાર એ,
બ્રહ્મચર્ય વિશુદ્ધ પાલન, ભવ વિષનો ઉતારતે;
૯ આકાશ સમ તૃષ્ણા અનંતી, ધારતો ધિક્કાર છે,
આશા મૂકી સૌ પૌદગલિક, સંતોષ સુખ આધાર છે. ૭
૧૦ વ્હાલા વ્હાલી ને સ્વજન, ધનમાલમાં મૂર્છા ધરી,
ધિક્કાર છે મમ બુદ્ધિ એ, નિર્મુળ કરૂં ધીરજ ધરી;
૧૧ ધિક્કાર ક્રોધ કરી રહેતો, ધૈર્ય ના સહેવા તણું,
૧૨ અભિમાનમાં અક્કડ ફર્યો, નવ જાણતો પોતાતણું. ૮

૧૩ માયા કપટ સેવી અહો, કંઈ આત્મ દેવો છેતર્યા,
૧૪ લોભે બન્યો પાપાંધ હું, લક્ષ્મી ખજાના બહુ ભર્યા;
સેવન કષાયોનું અરે, સંસારમાં ભટકાવતું,
ક્ષમા વિનય ઋજુતા અને ઉદાર વૃત્તિ ઢાંકતું. ૯
મૂકી કષાયો સેવવા, એ ચાર ગુણો ધારતો,
હે ઇશ ! શાંતિ સુખ આત્માનુંજ એવું યાચતો;
૧૫ રાગ વૃત્તિ છોડવી, વૈરાગ્ય પ્રકટાવો પ્રભુ,
૧૬ દ્વેષ છોડાવી શીખાવો, ગુણાનુરાગ અહો પ્રભુ. ૧૦
૧૭ કલેશ ને કંકાસનો ધિક્કાર ગુણ સમતા મળો,
૧૮ વિકથા કુથલી હટાવી, ધર્મ વાતોમાં ભળો;
૧૯ નિંદા કરી મેં પારકી, ધિક્કાર એવી આદતો,
આજથી કરવો ગુણાનુરાગ એ નિશ્ચય થતો. ૧૧
૨૦ સંસાર કાર્યો પાપમાં, રાચ્યો ઘણો બહુ હેતથી,
આનંદ પ્રકટો ધર્મ કાર્યે, અદ્યાપિ જે પ્રગટયો નથી;
૨૧ દેહાદિને મ્હારા ગણ્યા, મિથ્યાત્વ એ દૂરે થજો,
જ્ઞાન દર્શન ચરણ મ્હારા, સમ્યક્ત્વ એ મુજને હજો. ૧૨
૨૨ અજ્ઞાન અંધારી દશા, ધિક્કાર એ હાલત કહું,
હું આત્મજ્ઞાન અનંત કેવળ, મુક્ત શિવ પદને લહું;
૨૩ પ્રમાદ સમ્યક્ જ્ઞાનમાં સંસાર ધિક્ વૃદ્ધિ થશે,
જ્ઞાન આત્મિક તત્ત્વનું, શીખીશ તે દિન ધન્ય થશે. ૧૩
૨૪ ધિક્ ઉંઘતો આળસ કરી, જાગ્રત હવે હું થાઉં છું,
ધર્મ ધ્યાને રક્ત રહેવા અભ્યાસ તો ધન્ય હોઉં છું;

૨૫ દુઃખમાં દુભી હું આર્ત ધ્યાતો, સુખ મહીં જાતો છકી,
ધિક્કાર હૃઈ દ્રવ્ય વૃત્તિને, સમભાવમાં રહેવું નહી. ૧૪
૨૬ ધિક્ મોહ માત્રા મૂકીને, નિર્મોહ ગુણ પ્રકટાવવો,
૨૭ દેહને આત્મા ગણ્યો, તન મોહ નિશ્ચય ટાળવો;
૨૮ ઇચ્છા કરી યશ કીર્તિની, નીચા બીજા કરવા મથ્યો,
પ્રકટાવું પણ નિંદા સ્તુતિમાં, સમભાવ જે વીરે કથ્યો. ૧૫
૨૯ ભય વ્યાપતો મુજને અરે, કાર્યો ઉંચા કરવા જતાં,
વ્યાપો અભય મૂજ મન વિષે, કામો ભલાં ઉત્તમ થતાં;
૩૦ ચતુરાઇ કરતો પાપ કર્મે, નાશ થાઓ ધિક્ અરે,
પાપ ટાળી ધર્મ ધરવા, ચકુદક્ષતા પ્રકટો ખરે. ૧૬
૩૧ પાપમાં નથી કાંપતા, નિર્ભય ધિક્ પાપો કરૂં,
એ દુષ્ટ કામો છોડીને, ધન્ય પુન્ય પંથે પરવરૂં;
૩૨ પુરૂષાર્થ વળતો પાપ પ્રત્યે, ધિક્ અસત્ય પુરૂષાર્થીને,
ધર્માર્થ આત્મા મોક્ષ માટે, પ્રકટાવું પુરૂષાર્થને. ૧૭
૩૩ પાપ કામે ધૈર્ય રાખ્યું, પ્રકટો અહો ધર્માર્થ તે,
૩૪ બળ વાપર્યું જે પાપ કર્મે, પ્રગટો અહો ધર્માર્થ તે;
૩૫ દૃઢતા ધરી જે પાપ કર્મે, પ્રગટો અહો ધર્માર્થ તે,
૩૬ શૂરવીરતા ધરી પાપ કર્મે, પ્રગટો અહો ધર્માર્થ તે. ૧૮
૩૭ પ્રીતિ ધરી જે પાપ કર્મે. પ્રગટો અહો ધર્માર્થ તે,
૩૮ પામ્યો સફળતા પાપ કર્મે, પ્રગટો અહો ધર્માર્થ તે;
૩૯ અભિમાનને ધિક્કાર છે, ધન્ય નમ્ર થઈ જગમાં ફરૂં,
૪૦ પર પુદ્ગલે પુરૂષાર્થ કરતો, આત્મ હિતમાં તે કરૂં. ૧૯

૪૧ સુણી શકયો ના કઠણુ શબ્દો, ફુલ્યો મીઠા વચનો સુણી,
સમભાવ ધરવા ધન્ય શીખું, સારા બુરા વચનો સુણી;
૪૨ સંસારીઓની વાતમાં ધિક્ રસ લઇ શ્રવણે ધરી,
ધન્ય શ્રવણુ આત્મિક ધર્મોનું થશે સ્નેહે કરી. ૨૦
૪૩ ધિક્કાર પરપુદ્ગલ વિષે જે બાહ્ય દ્રષ્ટિ ઉપજી,
ઉપજાવવાને આત્મ દ્રષ્ટિ, સુયત્ન કરવો છે હજી;
૪૪ સુગંધથી હર્ષિત થયો, દુર્ગંધ ધિક્ ગ્લાનિ કરી,
દુર્ગંધ વા સુગંધમાં ધન્ય રહું સમતા ધરી. ૨૧
૪૫ બની મોહ વશ દ્રષ્ટિ વિષય, ધિક્ રૂપ દેખું અવનવા,
કુશીલ દ્રષ્ટિ નાશ પામો, દ્રષ્ટિ સંયમ પ્રકટાવવા;
૪૬ સુસ્વાદમાં આનંદને, દુઃસ્વાદમાં ધિક્ દુઃખ ગણું,
સો સ્વાદ પર પુદ્ગલ તણા, સમભાવ પ્રકટે ધન્ય ગણું. ૨૨
૪૭ ધિક્ લાલચુ ખાધા તણો, પ્રકટો સંયમ રસના તણો,
૪૮ તૃષ્ણા મટાડી ખાનપાને સંયમ ધરું ભોજન તણો;
૪૯ ધિક્ ભોગની અભિલાષ કરતો, નષ્ટ થાઓ એ બધી,
ટળે વાસના સો ધન્ય દિન શુભ ભાવના વૃત્તિ બધી. ૨૩
૫૦ અન્યાયથી કીધી કમાણી, ધિક્કાર એ ધનને હજો,
વૈભવ મળ્યો જે ન્યાય સંપન્ન, સંતોષ બસ તેમાં થજો;
૫૧ કુરૂઢીઓ પણ લોક લાજે, પામર થઇ ધિક્ આદરી,
એ છોડવા બૂરા રિવાજો, ધન્ય હિંમત પૂર ધરી. ૨૪
૫૨ કુટુંબ મોહ મહિં ફસ્યો, ધિક્કાર સંકુચિતતા,
'વસુધૈવ કુટુંબકં' એ, વિશ્વ વ્યાપો મિત્રતા;

૫૩ ધિક રાગ દ્વેષ વિષે વર્ત્યો, સમભાવ મુજમાં વ્યાપજો,
૫૪ અસંયમનો નાશ થાઓ, વૃત્તિ સંયમમાં હજો. ૨૫
૫૫ અજ્ઞાન થાઓ નાશ, સમ્યકજ્ઞાન મુજ પ્રકટો અરે,
૫૬ કરણી તણા ફળ ઈચ્છતો, ધિક્ થાવ ઇચ્છાઓ દૂરે;
જ્ઞાન, દર્શન, ચરણ તપને, આત્મ ભાવે જાપજો,
૫૭ આહારની ઇચ્છા ખપી, નિરાહાર શુદ્ધ ગુણ ઉપજો. ૨૬
૫૮ અનિત્ય અશરણ દુઃખ હેતુ, કામ ઈચ્છા નાશજો,
નિત્ય શર્ણ સુખ સાધન, બ્રહ્મચર્ય વ્યાપજો;
૫૯ વિકાર ભોગ મલિન હાલત, ધિક્ હવે ત્રાસી ગયો,
ઉપજે અવિકારી દશા, આત્માર્થ વીતરાગે કહ્યો. ૨૭
૬૦ અતિ ક્રુરતા વિષયાંધતા, અતિ દ્વેષ ગુણીજન નિંદવા,
સેવ્યા મહા મોહ કારણો, ધિક્કાર કર્મો બાંધવા;
ગુણાનુરાગ, દયા વિષયનો, ત્યાગ ને સમભાવના,
મહામોહ કર્મ હટાવવા, સેવું સદા ઉર ભાવના. ૨૮
૬૧ જ્ઞાન નાશનાં ચાર કારણ, સેવીયા ધિક્ એહને,
[1]આહાર પાણી દોષવાળા, [2]જ્ઞાન ધ્યાન પ્રમાદને;
ધર્મ [3]જાગરિકા રાત્રે કરી ના, પહોર પહેલે પાછલે,
વિકથા[4] અળગી કરી ના, જ્ઞાન ધ્યાનની આપ લે. ૨૯
૬૨ પર[1] વસ્તુ પોતાની ગણી, [2]ઈચ્છ્યું અસંતોષે કરી,
[3]ભોગની વાંચ્છા કરી, [4]રાગ દુઃખ વ્યાકુળતા ધરી;
સાવદ્ય ઉપાયો કર્યા ધિક, ઉદય ભાવ ગણ્યો નહિ,
એ ચાર દુઃખ શૈયા તજી, સુખ સેજમાં લોટયો નહિ. ૩૦

૬૩ દેહ ચિંતા ભોગ વાંચ્છા, જડવાદ ક્ષય કરવા ચહું,
ભેદ જ્ઞાન વિષય ત્યાગ, આત્મવાદ વિષે રહું;
ધન મોહ મૂકી ધન દઉં, પરમાર્થમાં પ્રીતિ ધરૂં,
સૌ સાધનો સૌ આત્મ માટે, વિશ્વ પ્રેમ એવો કરૂં. ૩૧
૬૪ મિથ્યાત્વમાં ભૂલો કરી, ભ્રમમાં ત્રિષય ધિક્ સેવીયાં,
ભૂલો અને ભ્રમણા ભગાડી, સેવું ગુણ ભંડારીઆં;
૬૫ મોહ રૂપ કર્તા તણું, નાશો વળી કર્મ ચેતના,
રાગ દ્વેષ દૂરે ખસો, પ્રગટો મને સમ ભાવના. ૩૨
૬૬ ભોકતાપણું બુદ્ધિ વિષય, ક્ષત થાત કર્મ ફળ ચેતના,
પ્રીતિ વિષય દૂરે કરૂં, પ્રકટો મને સમ ભાવના;
૬૭ પરને ગણું સ્વ ધિક્ દૂરે, અજ્ઞાનમય એ ચેતના,
જ્ઞાતાપણું પ્રકટાવવા, સેવું ઉદાસિન ભાવના. ૩૩
૬૮ ઉપજો અવસ્થા નિર્વિકલ્પી, સંકલ્પ વિકલ્પો ટળો,
૬૯ ધ્યાન મૌન, સમાધિ ભાવો, આત્મમાં આવી મળો;
૭૦ આત્મ સ્વરૂપનું જ્ઞાન હો, સૌ શાસ્ત્રનો સુસાર છે,
૭૧ રાગ દ્વેષ તજુ ત્રિયોગે, કર્મ બંધ આધાર તે. ૩૫
૭૨ જ્ઞાન, દર્શન, સચરિત્ર તપ રૂપ મારગ મોક્ષનો,
આરાધના કરતો અહો, અધિકાર પામું મોક્ષનો;
ચિંતામણી નિજ શોધવા, શરણું સદા પ્રભુ આપનું,
બ્હોતેર ભાવી ભાવના, આનંદઘન આત્મા બનું. ૩૬

---

# બ્રહ્મચર્યની ભાવના.

( હરિગીત છંદ )

૧ સુખ મૂળ શુદ્ધ શિયળતણું, પ્રીતે કરી પાલન થજો,
૨ દુઃખ મૂળ વિષયેચ્છા બધાંનો, નાશ ત્રિયોગે થજો;
૩ ક્ષણુ માત્ર સુખ ભ્રમ વિષયનો, દુઃખ દીર્ઘ આપે ઘોરજે,
ધિક્ પ્રસંગ દૂર થાઓ વિષયના, સર્વ ખોટો શોર તે. ૧

૪ બ્રહ્મચર્ય શુદ્ધ સત્ય સુખ, અખંડ અક્ષય આપતું,
પ્રસંગ પાલનનો વધે, હોંશે હૃદયમાં વ્યાપતું;
૫ ચારિત્ર ગુણુ વિકાર સમ, ઇચ્છા વિષયની દૂર હો,
૬ ચારિત્ર ગુણુ અવિકાર બ્રહ્મચર્યનું પ્રાકટય હો. ૨
૭ વિઘ્નકર્તા કામ ભોગો, દૂર હજો શિવ પથ થકી,

૮ શીઘ્ર પ્રાપ્તિ મૂક્તિની, બ્રહ્મચર્યથી થાતા નકી;
૯ ખાણુ સર્વ અનર્થની, ક્ષય ભોગ ઇચ્છાનો થજો,
૧૦ સો સિદ્ધિ કારણ બ્રહ્મચર્ય, અખંડ પ્રાપ્ત મ્હને હજો. ૩
૧૧ નિજ આત્મગુણુ છોડી અને, પર પુદ્ગલે રાચ્યો અરે,
આધ્યાત્મનો વ્યભીચાર એ, ક્ષય પામજો મૂજથી ખરે;

૧૨ બ્રહ્મચર્ય ક્ષેત્ર રક્ષવા, નવવાડના યત્નો કરૂં,
અમૂલ્ય પાક ઉતારવા, વિતરાગ ભાવો દિલ ધરૂં. ૪
૧૩ આત્મિક રમણુતા રૂપ, બ્રહ્મચર્ય મૂજ પ્રકટો અને,
૧૪ મળ મૂત્ર અશુચિથી ભરેલી, વિષય વાંચ્છના દુર બને;
૧૫ મોહે મરીને જન્મતા, કીડા બની એ શરીરના,
જન્મો તણું કારણુ ટળો, ભોગો તણી જે વાંચ્છના. ૫

**દોહરો**—બ્રહ્મચર્ય ધારૂં અખંડ, પરમ સુખ સાધન;
તપ મોટો ચિંતામણી, પ્રકટો આનંદ ધન. ॥૧॥

---

# છુટક વિષયો,
# પરચુરણ વિભાગ.

ઉત્તમ વાકયો.

વેદની સમયે ફરજ.

આત્મીક મુદ્રાલેખ.

ચાર પ્રકાર.

ભવ ભેદક.

જાણવા જોગ.

છુટું છવાયું.

# ઉત્તમ વાકયો.

૧ અલ્પ આયુષ્ય, મહાન પાપ. અરધા શેર અન્નની જરૂર અને લાખ મણુની ચીંતા. સાડા ત્રણુ હાથ જમીનની જરૂર અને મોટી મ્હેલાતોની ચીંતા. દશ વીસ વર્ષોનું આયુષ્ય અને અસંખ્ય વર્ષોની ગણુત્રીની કલ્પના. આતે કયાંનો ન્યાય ?

૨ સંસારી જીવોની અજ્ઞાનતામાં તન્મયતા જોઇ ખરેખર ત્રાસ વછુટે છે. જે માણુસ બકરીથી ડરે છે તે કેસરી સીંહની ઘોર ગર્જના તથા તેનો માર કેવી રીતે સહન કરી શકશે ! જે આત્મા કીડીના ડંખથી ધ્રુજે છે તે આત્મા ચંડકોશીઆ જેવા ઝેરી સર્પના દંશ કેવી રીતે મૂકપણે સહન કરી શકશે ! જે આત્મા સામાન્ય સ્નાન માટેના વિશેષ ઉષ્ણુ પાણીથી ત્રાસ પામે છે તે આત્મા પાણીથી નહિ પણુ અગ્નિ રસથી ઉકળતી વૈતરણી નદીમાં કેવી રીતે બળાત્કારે સ્નાન કરવા હીંમત ખેડશે ? જે આત્મા જંગલ જતાં બાવળનો કાંટો વાગવાથી બુમ પાડે છે તે આત્મા બરછી, ભાલા વી૦ પ્રાણુ વિદારક શસ્ત્રોના પ્રહારો કેવી રીતે સહન કરી શકશે?

૩ સાધુએ ગુરૂની ભકિત કરવી, સસારીએ માતા પિતાની આજ્ઞા માની ધર્મ દિપાવવો.

૪ શ્રાવક ધર્મ પાળી અનંતા જીવો મોક્ષને નજદીક કરી શકયા છે.

૫ આત્મા અને શરીર ભિન્ન છે. આત્મા અજર, અમર, અવિનાશી છે. શરીર સુખ દુઃખ અનુભવે છે. આત્માને નથી દુઃખ નથી સુખ, નથી માન અપમાન, માત્ર શરીર અનંતાકાળથી દગો દેતું આવ્યું છે અને દેતું જાય છે.

૬ સંસારના પ્રત્યેક કાર્યો ખોટાં છે અને ધર્મ તેજ સાર પદાર્થ છે. આ સૂત્રને યાદ રાખી ભરત મહારાજા અરિસા ભૂવનમાં અને મરૂદેવી માતાજી હાથીના હોદ્દા ઉપર સંસાર અવસ્થામાંજ કેવળજ્ઞાન મેળવી શકયા હતાં તો તેવા ઉચ્ચ વિચારો અને નિર્મળ ભાવનાઓ રાખવી.

૭ સંસાર સુખમાં લોભ રાખવો નહિ અને પાશવ વૃત્તિઓને આધીન થવું નહિ.

૮ સુખ અને દુઃખ સમભાવે સહન કરો.

૯ સંસારની અનિત્યતા હમેશાં વિચારો.

૧૦ પાપનો નિરંતર પશ્ચાતાપ કરવો. પશ્ચાતાપ એ પાપથી મૂક્ત કરાવનાર સાધન છે.

૧૧ વર્તમાન, ભૂત અને ભવિષ્યનો વિચાર કરો.

अ વર્તમાનમાં કેવું જીવન છે?
ब ભૂતકાળમાં કેવું હતું?
क ભવિષ્યમાં કઈ ગતિને પ્રાપ્ત થઇશું?
ड અત્યારે મરણ આવે તો કઇ ગતિ થાય?

૧૨ મરણ આવવા છતાં ભયભ્રાંત થવું પડે નહિ તેનો વિચાર કરો.

૧૩ એક મીનીટ પણ આર્ત, રૌદ્ર ધ્યાન ધરવું ન પડે તેવા બનો.

૧૪ મરણના નામથી ભય પામો નહિ પણ હર્ષ પામો.

૧૫ વેદનીના સપાટામાં આવતાં રૂદન ન કરો પણ હર્ષ પામો.

૧૬ ચંદ્ર, સૂર્ય જેવા નિર્મળ બનો.

૧૭ લોહીવાળું વસ્ત્ર લોહીની સરિતામાં ધોઇ સ્વચ્છ કરવા જેવાં કાર્યો કરતાં વિરામ પામો.

૧૮ કોયલાને સફેદ કરવા ભૂત ઇંદ્રીય અને ભોગેચ્છાને પૂર્ણ કરી સંતુષ્ટ થવાની મિથ્યા આશા રાખશો નહિ.

૧૯ શત્રુ, મીત્ર, માન, અપમાન, સુખ, દુઃખ વિગેરે કેવળ ભ્રમ છે.

૨૦ કસ્તુરીઆ મૃગ માફક મદવાળા બની પર વસ્તુમાં આનંદ શોધવા ફાંફાં મારશો નહિ.

૨૧ આયુષ્ય અલ્પ છે, આશા અનંત કાળમાં પણ પૂર્ણ ન થાય તેટલી લાંબી છે.

૨૨ એક એક આત્મા સમયે સમયે અનંત કર્મ ત્રોડે છે, એક એક આત્મા સમયે સમયે અનંત કર્મ બાંધે છે.

૨૩ નિકટભવી, મોક્ષગામી, પુણ્યશીલ પુરૂષોને બાળ-

વય ને વૃદ્ધાવસ્થામાં એક સરખો મરણનો ભય, ધર્મ રૂચી અને. ધર્મક્રિયાશીલપણું વર્તે છે.

૨૪ વિષયેચ્છા તેના સાધનોની પૂર્તી કરવાથી તૃપ્ત થતી નથી અને થશે પણ નહિ. માત્ર સાધનોનો ત્યાગ કર-વાથી તે ઇચ્છાને પ્રવર–તપ સંયમથી ભસ્મ કરવાથીજ અપૂર્વ શાંતિ અનુભવાશે. અગ્નિમાં ઘી નાંખવાથી અગ્નિ શાંત થાય તોજ વિષયેચ્છા વિષય ભોગવતાં તૃપ્ત થાય.

૨૫ મનુષ્યના વાળ શ્વેત રંગના થાય છે, દાંત પડી જાય છે, શરીર વાંકું વળી જાય છે, ગુલાબી રક્તમય શરીર શુષ્ક ખોખું થાય છે છતાં જીવનની આશા અને વિષયની ઇચ્છા નષ્ટ પામતી નથી.

૨૬ દારૂ પીધેલ ઉન્મત મનુષ્ય જેમ સ્ત્રીને માતા અને માતાને સ્ત્રી કહે છે તેમ સંસારી જીવો મોહ ઘેલછામાં સત્ય સુખને દુઃખ માને છે અને દુઃખ સાગરના દેનારને સુખનો વિધાતા માને છે. ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ કહે છે.

૨૭ છોડવાની વસ્તુ ભેગી કરે છે અને ભેગી કરવાની વસ્તુને તિલાંજલી આપે છે તેવો મુર્ખ કોણ? સંસારના વિષયોમાં રક્ત! અહા! સંસારની વિચિત્ર દશા છે.

૨૮ અર્ધો શેર અન્ન અને એક ટુકડા વસ્ત્ર માટે મનુષ્યો ચિંતામણી રત્ન હારી રહ્યા છે. ભાગ્યશાળી પુરૂષોજ ધર્મ તત્વને ઓળખી શકયા છે.



૧ દુઃખીને દીલાસો આપવો કિન્તુ હીમત છોડી ગભરાવવો નહિ.

૨ એક સારી માતા સો માસ્તરનું કામ કરે છે, માટે આપણી બાળાઓને વ્યવહારીક અને ધાર્મિક કેળવણી આપવી જેથી ભવિષ્યમાં તે બાળાઓ સંસ્કારી માતાઓ થશે.

૩ વિષયાસક્ત મનુષ્યો સદા દુઃખી અને નિર્બળ છે.

૪ જેની તૃષ્ણા વિશાળ છે તે હંમેશાં દરિદ્રી છે.

૫ ખરાબ વિચાર કરવા તે ઝેર પીવા બરાબર છે.

૬ જેણે મન જીત્યું તેણે જગત જીત્યું.

૭ જેણે કામ જીત્યો છે તે સર્વ શુરાઓનો સરદાર છે.

૮ જ્ઞાન ગર્વ માટે નથી પણ સ્વ અને પરના બોધ માટે છે.

૯ હંમેશાં ખૂબજ યાદ રાખો કે ચર્મ ચક્ષુઓ બંધ થયા પછી આપણું કાંઇજ નથી કારણ " આપ મૂએ પીછે ડુબ ગઇ દુનિઆં "

૧૦ ક્ષમારૂપી શીતળ જળથી ક્રોધાગ્નિને શાંત કરો.

૧૧ સખાવત વિનાની દોલત ચૈતન્ય વિનાના દેહ જેવી નિર્માલ્ય છે.

૧૨ દુઃખી ગરીબ વિધવાનાં ઉષ્ણ અશ્રુ લુછવાં અને નિરાધારોનું અન્નથી પોષણ કરવું; ઉભય કૃત્યો ઉત્તમ છે.

૧૩ ખર્ચ ઘટાડો એટલે પાપ ઘટશે.

૧૪ જ્યાં ભોગ છે ત્યાં રોગનો નિવાસ છે.

૧૫ જો તું દુષ્કૃત્યમાં દોરાતો હોય તો આજેજ મરણને સ્મર.

## વેદની સમયે ફરજ.

૧ શરીર અને આત્મા બંને ભિન્ન છે.

૨ દેણદાર લેણું લેવા આવેલ છે. શાહુકારની ફરજ છે કે કરેલું દેવું ચુકાવવું.

૩ આ ભવમાં લેણું નહિ આપું તો પરભવ કે કયા ભવે, કયા સંજોગોમાં આપીશ ?

૪ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણે વસ્તુ આત્માની છે.

૫ પ્રભુ મહાવીરના કાનમાં ખીલા ઠોકયા, ૪૯૯ શિષ્યોને ઘાણીમાં પીલ્યા, ગજસુકુમાળજીના મસ્તકે ખેર અંગારા....તો આ વેદના શા હિસાબમાં ? અનંતી વખત સાતમી નરકથી પહેલી નરક સુધીમાં અનંતકાળ માટે અનંત અનંત વેદના પરાધીનતામાં સહન કરી તો તે હિસાબે આ વેદના ઘણીજ ઓછી છે.

૬ હાડ, માંસ અને લોહી એ ત્રણે વસ્તુઓ શરીરની છે, હાડ, માંસ અને લોહીની દરકાર રાખીશ નહિ.

૭ વેદની સમયે સમભાવ રાખવાથી દ્રવ્યે વેદની

ક્ષય થાય છે. ભાવે અનંત જન્મ, જરા, મરણની પીડા કાપે છે.

૮ માને તો દુઃખ છે ન માને તો અનંત સુખ છે.

૯ સમદ્દષ્ટિ જીવો શ્રેણિક વીગેરે નરકમાં રહ્યા થકા સમભાવ રાખી રહ્યા છે તો તું પાંચમાં, છઠ્ઠા અને સાતમા ગુણુસ્થાનકનો અધિકારી છે.

૧૦ વેદનીનો તું કાંઇ નોકર નથી જેથી તેનો દબાવ્યો દબાઇ જાય, વેદની તે તારા પરનો મેલ છે, તેને દૂર કરવો તે તારૂં પ્રધાન કર્તવ્ય છે.

૧૧ હાડ, માંસ અને લોહી આદિ બંધન છે, ખાવું છે તે કાઢવા માટે, પીવું તે પરઠવવા માટે અને પહેરવુ તે ફાડવા માટે. આ ત્રણ જગતના મુખ્ય સિદ્ધાંતો છે અને તેના નિકળતા અંતિમ સારમાં મુગ્ધો મુંઝાય છે.

---

## આત્મીક મુદ્રા લેખ !

૧ હે આત્મા ! એકાંતમાં સ્વવસ્તુ તપાસ.

૨ હે આત્મા ! તું તારા પોતામાં સમ.

૩ હે આત્મા ! તું પરમાત્મા થઇશ.

૪ હે આત્મા ! તું આપા પરનો ભેદ વિચાર.

૫ હે આત્મા ! તું કોણુ છે ! કયાંથી આવ્યો અને કયાં જઇશ ? તેનો એકાંત સમયે વિચાર કર.

૬ હે જૈન ! રાગ દ્વેષને જીત.

૭ હે ચિદાનંદ! રત્નચિંતામણુ ચાખ.

૮ હે પરિક્ષક! અત્તરથી કીંમતી એના પાણીની પરીક્ષા કર.

૯ હે અવિનાશી! તારા સિવાય સર્વ વિનાશી ને ક્ષણુ-ભંગુર છે.

૧૦ હે ગુણાનુભીલાષી! તારા ગુણ ઘડીઆલની માફક ગુપ્ત રાખ.

૧૧ હે સમભાવી! શત્રુ, મીત્ર, માન—અપમાન સુખ દુઃખ સમાન ગણ.

૧૨ હે ક્ષુધાતુર! ભોજન મોજ શોખ માટે નથી પણ ધર્મમય જીવન ગુજારવા માટે છે.

૧૩ હે મૂર્ખ! આજેજ મરણ છે એમ સમજી ચેત.

૧૪ રે બાલ! કાગડાને ઉડાવી દેવા માટે ચિંતામણી રત્ન ફેંકીશ નહિ.

૧૫ રે લોભી! શયન કરવા પહેલાં જમાં ઊધાર તપાસજે.

૧૬ હે દેવાણું પ્રીય! સત્ય પણ પ્રીય વદજે—મિતભાષી બન.

૧૭ હે શિવાનંદી! જેટલો પ્રેમ કનક, કામની અને કીર્તિ પર છે તેટલોજ તું ધર્મ માટે રાખ.

૧૮ હે પુદ્‌ગલાનંદી! આ સુખ છતાં દુઃખ કોણ આપતું હશે?

૧૯ હે ક્ષમા સાગર! રતિ સમ અક્ષમા સમુદ્ર સમ ક્ષમાને પોતાના સમાન બનાવી નર્કનાં બંધ દ્વાર ખુલાવે છે.

૨૦ હે ભાગ્યશાલી ! દેવો દેવભૂવન ત્યાગી ત્હારી ઝુંપડીમાં રહેવા ભાગ્યશાલી માને છે કિન્તુ તું કંઈ સ્થીતિમાં સ્થીત છે ?

૨૧ હે ચિંતાતુર ! જેટલી ચીંતા વેદના માટે છે તેથી વિશેષ બાકીના સાત શત્રુઓ માટે રાખ.

૨૨ હે મુગ્ધ ! સંસારની મોહ જાળમાં મુગ્ધ બનીશ નહિ.

૨૩ હે જીવનાભિલાષી ! એક દિવસ અજાણ્યાં મરવું છે તેની માળા ફેરવજે.

૨૪ હે સત્ય સંશોધક ! દાન, દયા અને દિનતા વિના શિવપદ દૂર છે.

૨૫ હે મુસાફર ! પંથ વિકટ છે, લુંટારા (મોહ-કષાય-આઠકર્માદિ ) ઘુમે છે તેથી જોખમ ઘણું છે માટે સાવચેત રહેજે.

૨૬ હે વ્યાપારી ! આત્મિક ઉદય માટે અસંતોષિ રહેજે અને વિષયાદિકમાં સંતોષી રહેજે.

૨૭ હે સુખાભિલાષી ! ઇષ્ટ, અનિષ્ટ સંયોગ ત્યાગ.

૨૮ હે શિવાભિલાષી ! દાન, શિયળ તપની ભાવનાભાવ.

૨૯ હે શુરવીર ! કર્મ તે તારા નોકરો છે. તું સ્વતંત્ર રાજા છે.

૩૦ હે જંજાળી ! રાત્રી દીવસ રૂપી રાક્ષસો ત્હારી જીવન દોરી કાપી રહ્યા છે.

૩૧ હે કરૂણાનીધી ! કરૂણામૃતનું પાન કર.

૩૨ અનંત શક્તિમાન આત્મા જે પદ પ્રાપ્ત કરવા માટે ઉપસ્થીત થએલ છે તેજ માર્ગને યથાતથ્ય રૂપે ગ્રહણ કર.

૩૩ ગાડર સમૂહમાં સ્વસ્વરૂપ છીપાવી ગાડર બનતો અટક.

૩૪ હાસ્યાદિ તેમજ કુતુહલાદિનો સ્વપ્ને પણ પરીચય કરીશ નહિ.

૩૫ માનાદિ પ્રસંગમાં લેશ માત્ર ક્ષોભાયમાન થઇશ નહિ.

૩૬ ચૌદ રત્નનું યથાતથ્ય રૂપે પાલન કર.

૩૭ પૌદ્ગલીક પરીચયના પ્રપંચનો ત્યાગ કર.

૩૮ પૂર્વ કાલના પરીચીત માંહેનો એકાદો પરીચય પણ ધર્મ ધ્યાન અને શુક્લ ધ્યાનની વૃદ્ધિ રૂપનો નથી.

૩૯ એકાંત ગુપ્ત જીવન બનાવ. બાહ્ય, જડ, અંતર ચૈતન્ય દશાવાળું બનાવ.

૪૦ મન, વચન અને કાયાના પ્રણામ સમયે સમયે શુભ રાખ અને અષ્ટ પ્રહર આત્મ કાર્યમાં આગળ વધ.

૪૧ કાર્ય કારણ શિવાય અસંખ્યાતા વાયુકાયના જીવોની હિંસા બાંધતો અટક. “ કડાણ કમ્માણ ન મોખ્ખ અત્થિ ”

૪૨ શ્રી મહાવીર પ્રભુના કાનમાં ખીલા ઠોક્યા છતાં સમભાવ, નમીરાજને ઇંદ્રે નમઃસ્કાર કર્યો છતાં સમ-

ભાવ, હરિ કેશીને પિશાચ ભૂત કહેવા છતાં સમભાવ. તો તું તેમનો માર્ગાનુસારી હોઈ સમભાવમાં તલ્લીન બની રાગ દ્વેષથી વિરકત રહે તેમાં કંઈ નવાઇ છે ?

૪૩ માન પ્રતિ સુખાનુભવ કરીશ તોજ અપમાન પ્રત્યે દુઃખાનુભવ થશે માટે માન પ્રસંગે વિચાર કે, અમુક વ્યકિત જે શબ્દો ઉચ્ચારે છે તે શબ્દો મહાન પુરૂષને શોભે તેવા છે. તે ઉપર તું દૂર્લક્ષ રાખજે. શબ્દો પુદ્‌ગલ છે અને તેને કર્ણપુટમાં પડવાનો અને કર્ણપુટને પુદ્ગલીક શબ્દો ગ્રહવાનો જાતીય સ્વભાવ છે. ત્હારા ધર્મમાં શબ્દ પ્રત્યે મમત્વભાવ તે પણ પરિગ્રહ છે. તે પરિગ્રહને ત્યાગ. અનંત વખત દ્રવ્ય પરિગ્રનો સ્થુલ પરીચય ત્યાગ્યો છતાં ઇષ્ઠાયતિ થઈ નહી માટે જ્યારે ભાવ પરીગ્રહનો તદ્દન ત્યાગ કરીશ ત્યારેજ સ્વસ્ત્ર રૂપમાં આવીશ અને જે પદ પ્રાપ્ત કરવા માટે હાર્દીક ભાવથી કટિબદ્ધ થયો છું તે પદને સન્મુખ લાવી શકીશ.

૪૪ બાહિર, અંતર અને પરમાત્મા એ ત્રણમાંથી તું કોણ ?

૪૫ અશાતામાં અરતિ અને શાતામાં રતિ ભાવ તે સંસારીના છે.

૪૬ પરિસહ સમયે નર્કની વેદના યાદ રાખ.

૪૭ તારામાં અને સંસારમાં ભાવ ભિન્નતાનો ભેદ વિચાર.

૪૮ વીતરાગ ભાવના તારામાં કેટલા અંશે છે ?

૪૯ સિદ્ધ સમાન તારા આત્માને તેં બનાવ્યો છે ?

૫૦ શ્રાવકપણું તારામાં કેટલા અંશે છે ?

૫૧ શરીર પોતાનો ધર્મ ભજવે તો તું તારો ધર્મ શા માટે ભૂલે છે ?

૫૨ જ્યાં સુધી વીતરાગ પ્રવૃત્તિ નથી ત્યાં સુધી મોક્ષ પદનો અધિકારી નથી.

૫૩ સમયે સમયે તને પોતાને સિદ્ધ તરીકે ઓળખ.

૫૪ ઈષ્ટાનિષ્ટ પર સમભાવ રાખતાં શીખ.

૫૫ કષાય પ્રસંગે કષાય કરી કેવળરૂપ પ્રાપ્ત કરી લે.

૫૬ અનંત વખત પંચ મહાવ્રત, પાંચ સુમતી, ત્રણ ગુપ્તી, દેવગુરૂ ધર્મ તપશ્ચર્યાથી ભવાંત કેમ થઈ શકયો નહિ ? શું આ પ્રવૃત્તિથી થશે ? આત્માની સાક્ષીએ આ પ્રશ્ન પૂછ.

૫૭ આત્માને પરમાત્માનું ભાન કરાવ.

૫૮ તમે તમારી દુર્વાસનાઓ ઉપર જો અંકુશ નહિ મુકો તો તે તમને પોતાના તાબામાં કરશે.

૫૯ જે પોતાની જાત ઉપર રાજ્ય ચલાવે છે અને વાસનાઓ, તૃષ્ણાઓ અને ભગો ઉપર અંકુશ રાખે છે તે એક બાદશાહ કરતાં મોટો છે.

૬૦ જે પોતાની વાસનાઓ ઉપર આધિપત્ય ભોગવે છે, તે પોતાના મોટામાં મોટા દુશ્મનોને જીતે છે.

૬૧ તમારી જાત પર તમે હુકમ ચલાવો અને તેથી
દુનીઆ ઉપર હુકમ ચલાવી શકો.

૬૨ પ્રાણી જેમ જેમ વિષય રસનું પાન કરે છે, તેમ તેમ તેમાં તે વધુ આસક્ત બને છે, અને એ ત્યાંસુધી કે આખરે તે તેનાથી મરે છે માટે એથી દુર ખસી જા.

૬૩ બીજાના ઉપર સત્તા ચલાવવા જાઓ તે પહેલાં તમારી જાત ઉપર સત્તા ચલાવો, તમારા મન ઉપર સત્તા ચલાવો. રખેને તે તમારી ઉપર સત્તા ચલાવે.

૬૪ સ્વર્ગનું રાજ્ય તમારા પોતાની અંદર છે.

૬૫ વિશ્વપ્રેમ એ એવી રોશની છે કે જે વડે ઈશ્વર
દર્શન કરી શકાય.

૬૬ ગરીબોની સેવા એ પરમેશ્વરની સેવા છે.

૬૭ જો તમે પૈસો ગુમાવ્યો છે, તો કંઈ નથી ગુમાવ્યું, જો તમે તંદુરસ્તી ગુમાવી છે, તો કંઈક ગુમાવ્યું છે, જો તમે ચારિત્ર ગુમાવ્યું છે, તો બધુંય ગુમાવ્યું છે.

૬૮ તૃષ્ણાને તારા હૃદયમાંથી દૂર કર; એથી તારા ગર્દન ઉપર પડેલી સાંકળોથી તું છુટો થઈશ.

( વી૦ ધ૦ નો ઢંઢેરો. )

૬૯ વિષય વિલાસ કરવા તારો જન્મ થયો નથી. એક મહાન કાર્ય કરવા માટે તું અહીં આવ્યો છે.

૭૦ દુઃખ અંધકારનો નાશ કરવા અને સુખસાધક

માર્ગનો પ્રકાશ કરવા મહાપુરૂષો અવતરે છે. સન્તોનો આ કર્મ યોગ છે.

૭૧ ધર્મની ગ્લાનિ અને સમાજની દુર્દશા તરફ નજર કરો, બધા સજ્જનો એકત્રિત થઇ તેનો ઉદ્ધાર કરવા ઉઠો.

( ન્યાય વિજયજી )

## ચાર પ્રકાર.

ધર્મના ચાર પ્રકાર—દાન, શિયળ, તપ, ભાવના.

વ્રતના ચાર પ્રકાર--સિંહ-સિંહ, સિંહ-શિયાળ, શિયાળ-સિંહ, શિયાળ-શિયાળ.

ચાર ગોળા—માખણનો, લાખનો, લોઢાનો, માટીનો.

દેવતામાંથી આવેલ જીવની ૪ નિશાની--ઉદાર ચિત્ત, સુસ્વરકંઠ, ધર્મનો રાગી, ગુરૂ ભક્ત.

તિર્યંચમાંથી આવેલ જીવની ૪ નિશાની-અવિનયી, અસંતોષી, કપટી, મૂર્ખ.

મનુષ્યમાંથી આવેલ જીવની ૪ નિશાની—વિનયી, નિ-લોભી, ધર્મપ્રેમી, સર્વને પ્રીય લાગે.

નારકીમાંથી આવેલ જીવની ૪ નિશાની--ક્રોધી, મૂર્ખ, દુષ્ટ સ્વભાવી, અન્યાયી.

દેવતા ૪ કારણોથી અત્રે આવે નહિ—કામ ભોગમ

તલ્લીન રહેવાથી, નાટક જોવામાં તલ્લીન રહેવાથી, ૫૦૦ જોજન સુધી ગંધ આવવાથી, વિષ્ટા હોય તેથી.

દેવતા ૪ કારણોથી અત્રે આવે—ગુરૂને વંદણા કરવા આવે, તપશ્ચર્યાનો મહિમા કરવા આવે, તિર્થંકરનો ઉત્સવ કરવા આવે, વચનથી બંધાયેલ હોય તો આવે.

માણુસને ૪ પ્રકારના કારણથી ધર્મ ન મળે—અહંકારથી, ક્રોધથી, પ્રમાદથી, રોગથી.

સાધુ ૪ વખતે શાસ્ત્ર ભણે નહિ—સૂર્ય ઉગતી વેળાએ, સૂર્ય આથમતી વેળાએ, મધ્યાને, મધ્યરાત્રીએ.

પ્રકાશ ૪ જાતના છે—સૂર્યનો, ચંદ્રનો, અગ્નિનો મણિરત્નનો.

અવધિજ્ઞાન ૪ કારણે ઉપજે—પરિસહ ખમવાથી, સુજતો આહાર લેવાથી, વિકથા વર્જવાથી, પાછલી રાત્રીએ ધર્મધ્યાન કરવાથી.

૪ બોલ જીતવા મૂશ્કેલ—સર્વ વૃત્તમાં શિયલ, ઇંદ્રિયોમાં રસેંદ્રી, કર્મમાં મોહનીય, યોગમાં મનનો યોગ.

૪ બોલ પામવા મૂશ્કેલ—કેવળજ્ઞાન, શુકલલેશ્યા, શુકલધ્યાન, ભરયોવનમાં બ્રહ્મચર્ય.

૪ ઠેકાણે કષાયનો વાસો—ક્રોધનો લલાટમાં, માનનો ગર્દનમાં, માયાનો હૃદયમાં, લોભનો સર્વ અંગોમાં.

૪ પ્રકારની ચતુરાઇ—જાગતા ચોર નાસે, ક્ષમાથી કલેશ નાસે, ઉદ્યમથી દરીદ્રતા નાસે, ભગવાન વાણીથી પાપ નાસે.

૪ પ્રકરણુની સંજ્ઞા—આહાર સંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુન સંજ્ઞા અને પરિગ્રહ સંજ્ઞા.

૪ પ્રકારનાં ગરણાં—જમીનનું ગરણું ઇર્યા સુમતિ, વચનનું ગરણું ભાષા સુમતી, મનનું ગરણું શુભ વિચાર, પાણીનું ગરણું મજબુત કપડું.

૪ પ્રકારે મનુષ્ય દીક્ષાને અયોગ્ય—રોગી, રસેંદ્રી, લોલુપી, ક્રોધી, કપટી.

૪ લક્ષણુ દેવતાનાં—આંખ મીંચે નહી, છાંયડો પડે નહિ, ફુલની માળા કરમાય નહિ, ચાર આંગળ અદ્ધર રહે.

૪ પ્રકારણુનુ અજીર્ણ—તપશ્ચર્યાનું અજીર્ણ ક્રોધ, જ્ઞાનનું અજીર્ણ અહંકાર, કામનું અજીર્ણ વિકથા, ભોજનનું અજીર્ણ ઉલટી.



## ભવ ભેદક.

૧ હે આત્મા! તું તારામાં સમાઈ જા. તારૂં આત્મત્વ–ઓજસ તારામાં છલાછલ ભરેલું છે તેને શોધ. આત્માનંદ પ્રાપ્ત કર.

૨ ચંદનનો દાવાનળ કરી દરીદ્રી શીતની દયા ના કર.

૩ પારકી જોખમદારી તને અનંત જોખમમાં ન નાંખી દે માટે સાવધ રહે.

૪ પર–દયા તે ગુલામી છે, સ્વ–દયા તે શેઠાઈ છે,

૫ પુદ્ગલાનંદ તે પુદ્ગલ પરાવર્તન છે, પુદ્ગલાનંદનો પરાજય કર.

૬ ક્રોધ અને કટુને અમૃત માનતાં શરમા.

૭ માન તે મિષ્ટ કિંપાક છે.

૯ અ ક્રોધ—સ્કંધકજીને ૮૪ લક્ષ જીવાયોનીમાં પરિભ્રમણ કરવું પડ્યું.

ब માન—બાહુબલજીને દીર્ઘ સમય છદ્મસ્થાવસ્થામાં રહેવું પડ્યું.

क માયા—મલ્લીનાથજીને સ્ત્રી લીંગ થવું પડ્યું.

ड લોભ—ઢંઢણજીને સાધુ દશામાં આહારની અંતરાય વેઠવી પડી હતી.

૧૦ સ્વનિંદા કરવી તે સમ્યકત્વનો, મોક્ષમાર્ગનો દ્વારપાલ છે.

૧૧ સ્વનિંદા તે નહિ પ્રાપ્ત થએલ નિધાન છે.

૧૨ પ્રસંશા તે પાશરૂપી ચળકતો પત્થર છે.

૧૩ ક્ષુધા, તે પૂર્વે ભોગવેલ ૩૨ રસવંતા પકવાન્નનો ક્ષુદ્ર નિસો છે.

૧૪ શોક તે પૂર્વે હાસ્ય કરેલની હવેલી છે.

૧૫ તૃષા, તે પૂર્વે ભોગવેલ સરબતનો અતૃપ્ત નિસો છે.

૧૬ અરઈ તે પૂર્વે ભોગવેલ રત્યાનંદનું અજીર્ણ છે.

---

# જાણવાજોગ.

દેવતાને જેટલા સાગરોપમનું આયુષ્ય હોય તેટલા હજાર વર્ષે આહારની ઇચ્છા થાય છે અને તેટલા અર્ધ મહિને શ્વાસોશ્વાસ લે છે.

મેઘકુમારની માતાને વરસાદનો દોહદ ઉત્પન્ન થયો હતો.

અભયકુમારની માતાને જીવદયાનો દોહદ ઉત્પન્ન થયો હતો.

કોણીકની માતાને પતિનું ( કોણીકના પિતાનું ) માંસ ખાવાનો દોહદ ઉત્પન્ન થયો હતો.

જ્ઞાનાવરણીય કર્મ—આંખના પાટા સમાન છે, જ્ઞાન થવા ન દે.

દર્શનાવરણીય કર્મ—રાજાના સીપાઇ સમાન, દેખવા દે નહિ.

વેદનીય કર્મ—અફીણ તથા સાકરથી ખરડેલ તરવારની ધાર સમાન. ચાટે તો ગળી લાગે પણ જીભ કપાય.

મોહનીય કર્મ—દારૂ પીધેલ માણસ સમાન. સત્ય ધર્મની ખબર પડવા ન દે.

આયુષ્ય કર્મ—કેદખાના સમાન. ચાર ગતિમાં રોકી રાખે.

નામ કર્મ—ચિતારા સમાન. સારૂં, ખોટું, રૂપ કરે.

ગોત્ર કર્મ—કુંભાર સમાન. નાનાં મોટાં વાસણ ઘડે.

અંતરાય કર્મ—રાજાના ભંડારી સમાન. ધર્મ ધ્યાન કરવા ન દે.

| | | | |
|---|---|---|---|
| બે ઇંદ્રિયનો જીવ | ૪૮ મીનીટમાં | ૮૦ વખત | જન્મે તથા મરે |
| તેઇંદ્રિયનો જીવ | ,, | ૬૦ | ,, |
| ચારેન્દ્રયિનો જીવ | ,, | ૪૦ | ,, |
| અસંજ્ઞી પંચેન્દ્રિયનો જીવ | ,, | ૨૪ | ,, |
| માટીનો જીવ માટીમાં | ,, | ૧૨૮૨૪ | ,, |
| પાણીનો જીવ પાણીમાં | ,, | ,, | ,, |
| અગ્નિનો જીવ અગ્નિમાં | ,, | ,, | ,, |
| વાયુનો જીવ વાયરામાં | ,, | ,, | ,, |
| લીલોતરીના જીવ લીલોતરીમાં | ,, | ૩૨૦૦૦ | ,, |
| કંદમૂળના જીવ કંદમૂળમાં | ,, | ૬૫૫૩૬ | ,, |

| | |
|---|---|
| માટીનો જીવ માટીમાં | અસંખ્યાતો કાળ રહે |
| પાણીનો જીવ પાણીમાં | ,, ,, |
| અગ્નિનો જીવ અગ્નિમાં | ,, ,, |
| વાયુનો જીવ વાયુમાં | ,, ,, |

લીલોતરીનો જીવ લીલોતરીમાં અનંતો કાળ રહે.

કીડી મકોડીનો જીવ કીડી મકોડીમાં સંખ્યાતો કાળ રહે.

| | | |
|---|---|---|
| પગના તળીએથી | જીવ જાય તો | નરકમાં જાય. |
| સાથળમાંથી | ,, | તિર્યંચમાં જાય. |
| ડુંટીમાંથી | ,, | મનુષ્યમાં જાય. |
| આંખમાંથી | ,, | દેવતા થાય. |
| સર્વ શરીરેથી | ,, | મોક્ષે જાય |

ધર્મ દલાલીથી શ્રીકૃષ્ણ તથા શ્રેણીકે તીર્થંકર ગોત્ર બાંધ્યું.

અશરણ-ભાવના ભાવવાથી અનાથી મુનિનો આંખનો રોગ દૂર થયો.

શીયળ—ના પ્રભાવથી સુદર્શન શેઠની શુળીફીટી સિંહાસન થયું.
છે, નથી—વેશ્યા. ( વેશ્યાને આ ભવમાં છે પણ પરલોકમાં સુખ મળવાનાં નથી.)
છે છે—શ્રાવક. ( આ ભવમાં ઉદાસીન વૃત્તિથી ભોગ ભોગવે છે. પરભવમાં પણ સુખ મળવાના છે. )
નથી, છે—સાધુ. ( આ ભવમાં ભોગને ત્યાગ્યા છે, પરભવમાં અતુલ સુખ મેળવનાર છે.)
નથી, નથી—કસાઇ. ( આ ભવમાં સુખ નથી પરભવમાં પણ સુખ મળવાનું નથી.
ચક્રવર્તીની રિદ્ધિ—૬૪૦૦૦ સ્ત્રી, ૩૨૦૦૦ દેશ, ૯૬ કરોડ ગામ, ૮૪ લાખ હાથી, ૮૪ લાખ રથ, ૮૪ લાખ ઘોડા, ૯૬ કરોડ પાયદળ, ૧૪ રત્ન અને ૯ નિધાન.
જુગલીઆનું ખાનપાન—ચણાની દાળ.
પ્રમાદનું બીજ—સંસાર.
ચૌદ રાજલોક—ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ જીવાસ્તિકાય હોય તે.
જીવના ૫૬૩ ભેદ—૧૪ ભેદ નારકી. ૪૮ ભેદ તિર્યંચ, ૩૦૩ ભેદ મનુષ્ય અને ૧૯૮ ભેદ દેવના.
તીર્થંકર કોણ થાય?—વૈયાવચ્ચ કરે તે.
પલ્ય—ચાર ગાઉનો લાંબો, પહોળો અને ઉંડો કુવો ન્હાના બાળકના માથાના વાળના કરતાં પણ ૪૦૯૬ ગણા બારીક એકેક વાળના અસંખ્ય ઝીણા ઝીણા ટુકડા

ઠાંસીને ભરે તે ઉપર ચક્રવર્તીનું સૈન્ય ચાલ્યું જાય તેવા કુવામાંથી સો વરસે એક વાળ કાઢે અને તે પ્રમાણે કાઢતાં કાઢતાં જેટલો સમય લાગે તેટલા સમયને પલ્ય કહે છે.

**સાગર**–દશ ક્રોડાક્રોડિ પલ્યનો એક સાગર.

**સુક્ષ્મ પુદ્ગલ પરાવર્તન**–ક્રમસર જન્મ મરણ કરી લોક પુરો કરે તે.

**બાદર પુદ્ગલ પરાવર્તન**–આઘાપાછી જન્મ મરણ કરી લોક પુરો કરે તે.

**પુત્રની દહન ક્રિયા**–સમ પાંચ સ્થાવરની હીંસામાં શ્રાવક ઉદાસીન ભાવ રાખે.

સૂર્ય, ઉંચે સો જોજન, નીચે અઢારસે જોજન, ત્રીછો સુડતાલી હજાર બસો ત્રેસઠ જોજન તપે છે.

**ચાર કષાય કયાં?**–નારકીમાં ક્રોધ, મનુષ્યમાં માન, તિર્યંચમાં માયા અને દેવતામાં લોભ.

**સમદ્રષ્ટિ જીવને સાત બોલનો બંધ ન પડે**–૧ ભવનપતિનો, ૨ વાણુવ્યંતરનો, ૩ જ્યોતિષીનો, ૪ નરકનો, ૫ તિર્યંચનો, ૬ સ્ત્રી વેદનો, ૭ નપુંસક વેદનો.

દેવતાઓ એક સમયમાં અસંખ્યાતા ચવે છે, મનુષ્ય ઉત્કૃષ્ટ ૨૯ આંકમાં હોય છે પરંતુ નવ લાખ પંચેન્દ્રિ જીવો તો એક સ્ત્રીની યોનિમાંજ રહે છે. બાકીના અસંખ્ય દેવતાઓ સમયે સમયે પૃથ્વી, પાણી અને વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે.

# છુટું છવાયું !

**૧ શ્રાવકજી હંમેશાં નીચેના મનોરથો ચિંતવે.**

૧ હું સંસારના આરંભ પરિગ્રહનો ક્યારે ત્યાગ કરીશ ?

૨ સંસારની ભ્રમજાળ ત્રોડી ચારિત્ર અંગીકાર ક્યારે કરીશ ?

૩ સંથારો કરી પંડિત મરણે ક્યારે મરીશ ?

૪ નવ વાડ સહિત શુદ્ધ શિયળ ક્યારે પાળીશ ?

૫ છ કાયની રક્ષા કરીશ તે દિવસ ધન્ય થશે.

૬ આગાર ધર્મ છોડી અણુગાર ધર્મ અંગીકાર કરીશ તે દિવસ ધન્ય થશે.

૭ મ્હારો આત્મા પાપમય સંસારી જીવનનો ત્યાગ કરી, એકાંત ધર્મ સાધુ જીવન પાળશે તે દિવસ ધન્ય થશે.

૨. દાન—ધન્નો ને શાલીભદ્ર અગણિત ઋદ્ધિના ભોગી થઈ દેવલોકે ગયા યાવત્ તેઓ મોક્ષ પામશે તેમ જાણી સુપાત્રે દાન દેવું.

૩. શિયળ—સુદર્શન શેઠને શુળી પીટી સિંહાસન થયું, કળાવતીનાં કપાયેલાં કાંડાં નવ પલ્લવ થયાં એમ જાણી શિયળ પાળવું.

૪. તપ—ધન્નો અણુગાર, દૃઢ પ્રહારી મુનિ, હરી કેશી મુનિ અને ઢંઢણ મુનિ તપના પ્રભાવથી કર્મ ક્ષય કરી મોક્ષે ગયા એમ જાણી તપ કરવું.

૫. ભાવના—પ્રસન્નચંદ્ર રાજર્ષિ, ઈલાચી કુમાર, કપિલ મુનિ, ખંધક મુનિના શિષ્યો, ભરત ચક્રવર્તી અને

મરૂદેવી માતા ભાવનાના પ્રભાવથી મોક્ષ પદ પામ્યા એમ જાણી ભાવના ભાવવી.

૬. સત્ય—અગ્નિ પાણી સમાન, ઝેર અમૃત સમાન; સર્પ ફુલની માળા સમાન થાય છે એમ જાણી સત્ય બોલવું.

૭. ધર્મ—હું મરણના દુઃખમાં રહ્યો છું; મારૂં આયુષ્ય જળના તરંગવત્ અસ્થિર છે તેમ જાણી ધર્મ કરવો. જેમ લોભી પુરૂષ દ્રવ્યની પ્રાપ્તિમાં નિરંતર મશગુલ રહે છે તેમ ધર્મિ પુરૂષોએ જ્ઞાન મેળવવામાં તત્પર રહેવું.

૮. શાસ્ત્ર શ્રવણ, સ્મશાન અને રોગ એ ત્રણે વૈરાગ્ય ઉપજવાનાં મુખ્ય કારણો છે.

૯. ઉદાસિનતા વિના વૈરાગ્ય ટકી શકતો નથી અને વૈરાગ્ય વિના આત્મ સિદ્ધિ નથી.



૧ દેવલોકના દેવ પોતાનું આયુષ્ય નજીક જાણી સેંકડો પત્થરથી પણ ન તુટે તેવી છાતીને કુટી–ભાગી રૂદન અને શોક કરે છે.

૨ સુતરના તાંતણામાં મચ્છર બંધાય પણ હાથી બંધાય નહિ તેમ સ્ત્રીના મોહમાં કાયર પુરૂષો જ ફસે, શુરા કદાપિ ફસાય નહિ.

૩ બાહુબલજીના ગામમાં પ્રભુ પધાર્યા ત્યારે સવારમાં દર્શનાર્થે જવાનો બાહુબલજીએ વિચાર કર્યો, અને રાત વિતાવી. પણ પ્રભુ તો સવારમાં વિહાર કરી ગયા. જેથી બાહુબલજીને પશ્ચાતાપ કરવો પડયો માટે શુભ અને આત્મિક ઉદયનો પ્રસંગ આવતાં પ્રસંગને વધાવીજ લેવો.

૪ નંદિષેણજીએ રોજ ૧૦ પુરૂષોને ઉપદેશ દઇ ચારિત્ર અપાવી જમવાનો અભિગ્રહ કર્યો. આવા પુરૂષ ભોગીના બદલે યોગી ગણાય–બાર વર્ષ પર્યંત તો તેવો કાર્યક્રમ અબાધિત રહ્યો. એક પ્રસંગે નવ પુરૂષોને બુઝાવ્યા, એક સોની ન બુઝયો–રસોઇ થઇ ગઇ હતી અને તેથી વેશ્યા રાહ જોઇ થાકી ગઇ તેથી નંદિષેણજીને સ્હેજમાં કહ્યું કે 'જ્યારે સોની બુઝતો નથી તો દસમા તમે થઇ જાઓ.' માત્ર એક વાકય. સાદુ–સ્હેજમાં બોલાયેલું એક વાકય. તુરત નંદિષેણજી ચાલી નીકળ્યા.

૫ પંચ મહાવ્રત તે સારાં અને પાંચ અણુવ્રત વ્રતનું મૂળ છે. સાધુ મુનિરાજ તથા મહાપુરૂષનો તે આચાર છે, સર્વ જીવોથી વૈરભાવ ઘટાડનાર છે અને સંસાર સમુદ્રથી તરવા માટે નાવ સમાન છે.

૬ સર્વ વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રત તીર્થંકરે ઉત્તમ કહેલ છે. નર્ક, તિર્યંચ ગતિનો અવરોધ કરનાર છે. સ્વર્ગ અને મોક્ષનાં બંધ દ્વાર ખુલાવે છે. ચક્રવર્તિ અને ઇંદ્રથી પુજવા લાયક છે.

૭ કુવાનું પાણી સુધરે નહિ ત્યાંસુધી ઘડામાં સારૂ પાણી આવી શકે નહિ. આવવાની આશા પણ રાખી શકાય નહિ. તેમ જ્યાંસુધી સાધુ સમુદાય સુધર્યો નથી ત્યાં સુધી જન સમુદાય સુધરવાની આશા ત્રણ કાળમાં પણ ફળીભૂત થઇ શકશે નહિ. મહાવીરને પોતાના સમુદાયનો ઉદ્ધાર કરવો હતો તે માટે ૧૨ાા વર્ષ પર્યંત મૌન રહી ઘોર તપશ્ચર્યાઓ આચરી હતી. વર્તમાનના સાધુ સમાજની શારી-

રિક સંઘયણુની ઓછપના કારણે તેટલી શક્તિ ન હોય તો ફીકર નહિ, તપશ્ચર્યા તપાય નહિ તો ખેર, માત્ર પોતપોતાના ભાવોમાં જે અસાધારણુ પરિવર્તન થયું છે તે ભાવોને ઉચ્ચ કોટિમાં લઈ જવાય તો પ્રતિ માણુસ ઉપર તે મુનિની અમુક વૈરાગ્યની ચોક્કસ છાપ પડે અને તે ભાવોને ક્રમશઃ જીવનમાં ઉતારે તો સાધુસમાજ અને જન સમાજનો ઉદ્ધાર થઈ જાય.




---

આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

૧ ઘેલાભાઈ પ્રાણુલાલ શાહ—કલોલ.

૨ કપુરચંદ પાનાચંદ મ્હેતા.
ટીંબર મરચન્ટ—રાજકોટ-પરા.

૩ વાડીલાલ કાકુભાઇ સંઘવી.
સારંગપુર-તળીયાની પોળ—અમદાવાદ.

૪ ચમનલાલ અમીચંદ કોઠારી.
કોઠારીનો મહોલ્લો, પાલણુપુર.

૫ મોતીલાલજી રાંકા.
જૈન પુસ્તક પ્રકાશક કાર્યાલય.
બ્યાવર (રાજપુતાના)

# અગાઉથી ગ્રાહક થનાર મહાશયોનાં મુબારક નામો.

| નકલ. | નામ. |
|---|---|
| | **કલોલ.** |
| ૫૦ | છોટાલાલ અમથાભાઇ શેઠ |
| ૨૭ | ચુનીલાલ મગનભાઇ શેઠ |
| ૫ | હુકમચંદ ડોસાભાઇ શાહ. |
| | **અમદાવાદ.** |
| ૧૦ | હીંમતલાલ ગીરધરલાલ શાહ |
| ૧૦ | સાંકળચંદ ત્રિભોવનદાસ શાહ |
| ૧૦ | કાળીદાસ મગનલાલ શાહ. |
| ૫ | શાંતિલાલ મણીલાલ મહેતા |
| ૨ | ચંદુલાલ છગનલાલ શાહ |
| | **વીરમગામ.** |
| ૧૦ | ઝવેરચંદ કુંવરજી શાહ. |
| | **લખતર.** |
| ૧ | ઠાકરશી ગુલાબચંદ દોશી |
| ૧ | ભુદરભાઇ વર્ધમાન ગોસલીઆ |
| ૧ | અમરશી વેલજીભાઇ પારેખ |
| ૧ | ગોવીંદજી ચતુરભાઈ શાહ |
| ૧ | શિવલાલ કેશવજી શાહ |
| ૧ | નાનચંદ લલુભાઇ મણીઆર. |
| ૧ | ઠાકરસી કાળીદાસ શાહ |
| ૧ | હરજીવન પ્રભુદાસ ભાવસાર |
| ૧ | ટોકરશી મુળજીભાઈ શાહ |
| ૧ | નંદલાલ મોહનલાલ તલસાણીઆ (વકીલ) |
| ૧ | વર્ધમાન જેસંગભાઇ શેઠ |
| ૧ | છગનલાલ રવચંદ શાહ |
| ૧ | શામળદાસ નાગરદાસ શાહ |
| ૧ | માણેકચંદ ગોકળદાસ શાહ |
| ૧ | અમથારામ ગીરધર શાહ |
| | **ડીસા.** |
| ૧૫ | સુખલાલભાઇ જીવરાજ શાહ |
| | **કડી.** |
| ૧૦ | ભલાભાઇ નાગરદાસ ભાવસાર મારફત |
| | **ભાવનગર.** |
| ૧ | ઉત્તમચંદ હરજીવનદાસ શેઠ |
| ૧ | નાનચંદ તારાચંદ શાહ. |
| ૧ | શ્રી વડવા જૈન મિત્રમંડળ |
| | **બ્યાવર.** |
| ૧૦ | મોતીલાલજી રાંકા. |

| નકલ. | નામ. |
|---|---|
| | **મુંબઇ.** |
| ૧૦ | માણેકલાલ અમુલખરાય મ્હેતા |
| ૨ | નગીનદાસ અમુલખરાય મ્હેતા |
| | **પાલણપુર.** |
| ૫૧ | કોઠારી બાદરમલ મંગળજી મારફત. |
| ૨૫ | મહેતા બાપાલાલ રતનચંદની ગંગા સ્વરૂપ ધર્મપત્ની ચંદનબાઇ કચરાભાઇ |
| ૨૫ | કોઠારી ડાહ્યાભાઇ સૌભાગ્યચંદની ગંગાસ્વરૂપ ધર્મપત્ની જાસુદબાઈ હાથીભાઇ મહેતા |
| ૨૫ | કોઠારી ચીમનલાલ અમીચંદ મારફત એક અ. સૌ. સુશીલબહેન. |
| ૨૪ | શ્રીયુત્ ચીમનલાલ પીતાંબર મહેતા મારફત |
| ૫ | પીતાંબરભાઈ ઇશ્વરભાઇ મહેતા હા. ચીમનલાલ પીતાંબર |
| ૫ | મણીલાલ વછરાજ પારી. |
| ૫ | નગીનદાસ રાયચંદ પારી. |
| ૫ | રીખવચંદ શામજી પારી. |
| ૨ | મોદી ચીમનલાલ કકલભાઇ |
| ૧ | છોટાલાલ ઉજમચંદ મ્હેતા |
| ૧ | પાનાચંદભાઇ મુળજીભાઇ |
| | **રાજકોટ.** |
| ૨૫ | કપુરચંદ પાનાચંદ મ્હેતા |
| ૨૫ | શ્રીમતીબ્હેન શીવકુંવર કપુરચંદ મ્હેતા. |

# વિષય સૂચી.

